# જરમન શાએરોમાંથી
# ચુંટેલાં ગોહરો.


સંગ્રહ કરનાર

**ડૉકટર ડોસાભાઇ રૂસ્તમજી ધાભર**

એલ. આર. સી. પી., એલ. આર. સી. એસ.,

વગેરે.



મુંબઈ.

ઇ૦ સ૦ ૧૯૨૬.

# જરમન શાએરોમાંથી ચુંટેલાં ગોહરો.

સંગ્રહ કરનાર

ડૉકટર ડોસાભાઇ રૂસ્તમજી ધાભર

એલ. આર. સી. પી., એલ. આર. સી. એસ.,

વગેરે.

મુંબઈ.

ઈ૰ સ૰ ૧૯૨૬.

# જરમન શાએરોમાંથી ચુંટેલાં ગોહરો.

## વીલહૅલ્મ ટૅલ (Schiller).

ઇસ્વી સનની ૧૩ મી સદીમાં સ્વીટઝરલૅંડ પર જર્મનીની હકુમત ચાલતી હતી, ત્યારે ત્યાંના લોકોપર ઘણો જુલમ ગુજરતો હતો. જે હાકમો આવતા તે ઘણા જુલમગાર હતા. ત્યાંની વસ્તી મોટે ભાગે ખેડૂતો અને ભરવાડોની હતી. એક ખેડૂતે એક સુંદર ઘર બાંધેલું જોઇ હાકમે અદેખાઇથી કહ્યું "શું આ ખેડૂત લોક આવાં સારાં મકાન બાંધે"? એક વાર કાંઈ નજીવા વાંક માટે દંડ તરીકે એક ખેડૂતના હળ ખેડનારા બળદો સરકારી માણસ લઇ જતાં બોલ્યો હળ ફેરવવાને બળદ શાના જોઇએ! શું હાથ નથી? પેલા ખેડૂતે આ માણસને ઠોકી નાખ્યો, જેમ કરતાં સીપાઇની બે આંગળી ભાગી ગઈ. ખેડૂત ન્હાસીને પહાડમાં જઇ ભરાયો. હાકમે ખેડૂતના બાપની આંખો ફોડાવી નાંખી અને તેનો સર સામાન જપત કર્યો.

લોકો આવા આવા જુલમથી ત્રાસી રહ્યાં હતાં, સ્ત્રીઓ પણ ઉસ્કેરાઈ રહી હતી અને તાણા મારતી કે તમે માટીડાઓ પહાડોમાં ભરાઇ બેસો અને અમો, છોકરાંને આવાં દુખો વચ્ચે કેમ મોટાં કર્યે. અમારી છોકરીઓને પરદેશી જુલમગારોની માશુક થવાને મોટી કર્યે? ધણીઆણી ધણીને અને માશુક આશકને, લડીને દેશને માટે છુટાપણું મેળવવાને ઉસ્કેરતી. આખરે જુલમાતથી કંટાળી કેટલાક લોકો છુપી રીતે ભેગા થયા અને આવો જુલમ વેઠવા કરતાં મરવું સારૂં એમ બોલી એક બીજાને મદદ કરવાને એકસંપ કર્યો અને લડી મરવા તૈયાર થયા. લોકોની બેદિલીની વાત હાકમ જાણતો હતો તેથી નારાજ થયલાઓને પકડી કાઢવાને એક દાંડાપર બાદશાહી ટોપી લટકાવી, સર્વ કોઇની આવજાવના અગત્યના રસ્તા પર મૂકી અને ફરમાવ્યું કે આ રાજનું ચિન્હ છે તે તરફ માનને માટે, જતાં આવતાં ધુંટણુ મંડી માથેથી ટોપી ઉતારી નમન કરવું. વીલ્હેલ્મ ટૅલ નામનો બહાદૂર માણસ જે ઘણોજ પ્રખ્યાત તીરંદાઝ હતો તે

પોતાના બાળક બેટા સાથે પેલી ટોપી આગળથી પસાર થતાં નમ્યો નહીં. સિપાઇઓ તેને હાકમ આગળ પકડી લઇ ગયા. હાકમે કહ્યું તેં કાયદો તોડયો તે માટે એટલીજ સજા કરૂં છું કે તારા છોકરાનાં માથાંપર સપરચંદ મૂકી તેને તીરથી વિંધી નાખ. છોકરાને બાંધવા જતા હતા તે બોલી ઉઠયો બાંધવાની કાંઇજ જરૂર નથી હું જરાક પણ હીલ્યા વગર સ્થિર ઉભો રહીશ. આંખે પાટા બંધાવવા પણ ના પાડી કહ્યું, મારાં પાંપણને પણ હાલવા દઇશ નહીં.

ટૅલે તીર કામઠું ઉંચકયાં અને નેમ લેતાં તેના હાથ ધ્રુજવા લાગ્યા અને ઘુંટણ વળી જવા લાગ્યાં. તેણે પોતાનો હાથ નીચો કરી હાકમને કહ્યું મારી છાતી ખુલ્લી છે તે તમારાં માણસો પાસે વીંધાવી નાખો પણ ખુદાને ખાતર મારાં બાળકનું ખૂન કરવાને મને ફરજ પાડો ના.

બુચો વૉલ્ટર બૂમો પાડી કહેવા લાગ્યો “બાવા હું કાંઇજ બ્હીતો નથી તમે તીર છોડો.” ટૅલે પોતાનો હાથ ઉંચો કરી નેમ લઇને તીર છોડયો જેણે છોકરાને જરાક પણ ઈજા કર્યા વગર સપરચંદ વીંધી નાખ્યું. હાકમે ટૅળના હાથમાં બીજો તીર તૈયાર રાખેલો જોઈ પૂછયું હું તને જીવતદાન બક્ષીસ, પણ તું મને ખરેખરૂં કહી દે આ બીજો તીર તેં શા માટે રાખ્યો હતો. તેણે કહ્યું, જો મારો તીર છોકરાને લાગી મારી નાંખે તો આ બીજા તીર વડે તમને વીંધી નાખવાનો મારો ઇરાદો હતો.

હાકમે કહ્યું મેં તને જીવતદાનનું વચન આપ્યું છે પણ હું તને છુટો ફરવા દઇ શકું નહીં, કારણકે તું કોઇપણ વેળા તારા આવા હુન્નરથી મને તીરે વીંધી મારી નાંખે.

તેને કેદ પકડી પોતા સાથે વહાણમાં બેસાડી લોકોની મદદ ન મળી શકે એવી સલામત જગ્યાએ લઇ જતો હતો એટલાં, દરીઆમાં ઘણુંજ મોટું તોફાન થઇ આવ્યું અને વહાણવટીઓ નાચાર થઇ આશા છોડી બેઠા. હાકમે ટૅળની બેડી કાઢી નખાવી અને તે એક ચુનંદો તીરંદાઝ તેમજ કુશળ સૂકાની હોવાથી તેને વહાણ હંકારવા કહ્યું.

ટૅળે વહાણને નજદીકમાં આવેલા પહાડ તરફ વળાવ્યું જ્યાં પહાડમાં એક સાંકડી પટી જેમ તેમ પગ મૂકાય તેવી હતી.

વહાણને દરીઆ તરફ જોરમાં હડસેલી દઇ, તે પહાડ પર ચઢી ગયો. પોતાનાં કુટુંબ પર હવે ફીનો લેવામાં આવશે એમ ડરીને જે તરફ વહાણ લઇ જવાનો પ્રથમ હુકમ હતો, ત્યાં જઇ છુપાઇ રહ્યો અને હાકમ ત્યાં પહોંચતાંજ તીર વડે તેને વીંધી નાખ્યો. દેશના જુદા જુદા ભાગમાં લોકોએ બળવો ઉઠાવ્યો હતો ત્યાંથી ફત્તેહના સમાચાર આવવા લાગ્યા જેથી સઘળાં લોક હિંમત પકડી વધારે જોરથી લડી શત્રુને દેશની સરહદ બહાર હાંકી કાઢયા. આ રીતે સ્વીટઝરલેંડ છુટાપણું ભોગવનાર દેશ બન્યો.

જે અમલદારે પેલા ખેડૂતના બાપની આંખ ફોડાવી હતી તેને કેદ પકડી લાવી ખેડૂત પોતાની તલવાર વડે મારી નાખવા જતો હતો પણ એક બુજોરગ શહેરી જે તરફ લોકો બાપ તરીકે જોતાં હતાં તેણે કહ્યું આપણે છુટાપણાં માટે લડી જે ફત્તેહ મેળવી છે તેને લોહીથી ખરડશો નહીં એમ કહી છોડવ્યો.

પેલી ટોપી જે આગળ લોકને નમવાનો હુકમ હતો તે કેટલીક છોકરીઓ દાંડા પર લટકતી ઉંચકી લાવી; એનું શું કરવું એમ વાત ચાલતી હતી તેટલાં કેટલાકોએ બુમો પાડી "એને આગમાં નાખો, બાળી દો." પણ પેલા બુજોરગે કહ્યું એ જાળવી રાખો, આપણી ફત્તેહનું અને છુટાપણાંનું ચિન્હ રૂપ થઇ પડશે.

## ધણીઆંણી ધણીને લડવાને ઉશ્કેરે છે.

ધણીઆંણી—તમે મરદો છો, તલવારનો ઉપયોગ કેમ કરવો તે જાણો છો, ખુદા હિંમતવાનનેજ મદદ આપે છે.

ધણી—ઓ વહાળી! લડાઇ એક ભયંકાર દીવાનાપણું છે; તે ગોવાળ્યા અને ગોવાળાં બન્નેનો નાશ કરે છે.

ધણીઆંણી—કુદરતી રીતે જે કાંઇ માણસપર ગુજરે તેને શરણ થયા વિના છુટકો નથી, પણ કોઇબી ખરૂં ઉમદા જીગર નામોશીનો ભાર ઉપાડવા તૈયાર થાય નહીં.

ધણી—આ આપણું નવું બાંધેલું ઘર જે તને ઘણું પસંદ છે તેને લડાઇ બાળીને નાશ કરી નાંખશે.

ધણીઆંણી—બે પાંચ દહાડાની માંલમીલકત મને લલચાવી શકતી હોત તો હું પોતેજ તેને આગ લગાડું.

ધણી—તું તો મોટાં ઉમ્મરે પુગેલાંનો વિચાર કરે છે પણ ઝોળીમાંનાં દુધમળ બાળકને પણ લડાઇનો દૈત્ય છોડતો નથી.

ધણીઆંણી—ખુદા નિર્દોષોનો રક્ષક છે.

ધણી—અમે માટીડાઓ તો બહાદુરીથી લડીને મરશું પણ તારૂં શું?

ધણીઆંણી—પૂલ ઉપરથી નદીમાં ભુસકો મારી હું હમેશનું છુટાપણું મેળવીશ.

ધણી—(ધણીઆંણીને કોટી કરતાં બોલે છે) આવું ઉમદા જીગર ધરાવનારી સ્ત્રી જેની હોય તે પોતાનાં ઘર કુટુંબને ખાતર ખુશીથી કોઇ પણ રાજાનાં લશ્કર સાંમે લડવાને જાય. હું જાઉં છું. બીજાઓ આપણા જેવાજ વિચારના છે તેમને જઇ મળું છું.

## માશુક પોતાના આશકને છુટાપણાં માટે લડવાને ઉસ્કેરે છે.

આશક—(માશુકને જંગલની એકાંત જગ્યાએ ભેટતાં કહે છે) આ એકાંત જગ્યાએ ચુપકીદી તોડીને મારૂં ભરાઇ રહેલું હૈયું ખાલી કરી દેઉં તો કોઇ જાણી લેશે એવી ફિકર નથી. મારૂં નસીબ કયાંસુધી તારાથી મને છુટો પાડી રાખશે? પણ હું એવો તે કોણ છું કે મારી નજર તારા જેવી તરફ ઉંચી કરવાની હિંમત કરૂં. હું કોઇ કીર્તિવંત માણસ નથી. લડાઇમાં જીત મેળવનાર અને દબદબાવાળા માણસો જે હાથ માટે ઉમેદવારી કરે તેમની સાથે ઉભો રહેવાને હું લાયક નથી.

માશુક—પ્યારની અને વફાદારીની વાતો કરવાની તમે હિંમત કરો છો અને તમારી નજદીકમાં જે ફરજો અદા કરવાની પડી છે તે તરફ બેવફા બનો છો? સ્વીટઝરલેન્ડના એક અકુદરતી બેવફા બેટાને મારો હાથ આપું તે કરતાં તો હું જુલમ કરી રહેલા શત્રુને વરવાનું પસંદ કરૂં.

આશક—એક પળમાંજ મારી મોટી આશાઓનો નાશ થયો છે.

માશુક—નહીં, નહીં. તમારૂં ઉંચું લોહી અને ઉમદા ખવાસ ગુમ થયાં નથી. માત્ર કાંઇક સુરત પડયાં છે તેમને કાંઇક જોરમાં મુકવાની કોશેશ કરૂં છું.

ચાલો હવે છુટાં પડવાનો વખત થયો છે. તમારા દેશ માટે લડો અને તમારી પ્રિયા માટેજ તમે લડશો.

(જુલમાત માટે ફરીઆદ કરનારાઓને ટૅલ દિલાસો આપે છે.)

જુલમગારોનું રાજ જલદીથી ખતમ થાય છે. જ્યારે દક્ષિણ તરફથી તુફાંની પવન ફુંકવા માંડે છે અને ઉંડા ગારમાંથી ઝડપથી નાશ કરી નાંખે એવું તોફાંન થઈ રહે છે. ત્યારે માણસો પોતાના ચુલાઓ ઢાંકી નાંખે છે, વહાંણો ઝડપથી બારાંમાં દાખલ થઇ જાય છે અને જેટલું વધારે જોરમાં અને ઝડપથી આવેલું તેટલુંજ ઝડપથી સર્વનાં માથાં-પરથી પસાર થઇ જઇ, શાંતિ સઘળે પાછી ફેલાઇ રહે છે.

## આંખનું નૂર.

(ખેડૂત પોતાના બાપની આંખ જતી રહેવા માટે કહે છે,)

ખુદાની કેવી મોટી બક્ષીસ આંખનુંનૂર છે. સર્વ, રોશની વડે જીવે છે, ઝાડપાન પણ ખુશીથી રોશની તરફ ફરે છે, મારી બે આંખો જોતી અને ખાંમી વગરની છે પણ અફસોસ! મારા બાપને તે આપી શકતો નથી. રોશનીનો દરીઓ મારી આગળ છે, અને મારી આંખોને ઝળઝળાવી મૂકે છે પણ તેનો એક કતરો હું તેને આપી શકતો નથી.

( નિરાશાથી જીવપર આવેલા કહે છે. )

ચાલો હવે તલવાર ખેંચવા સિવાય આપણો બીજો ઈલાજ નથી, જો કે ગમે એવાં વાજબી કારણ માટે પણ બળજોરીનો ઉપ્યોગ હમેશાં ભયંકાર લાગે છે.

( તોફાંનમાં સપડાયલી હોડી જેમાં હાકમ અને ટૅલ હતા તેને પહાડ ઉપરથી જોનાર બોલે છે. )

દરીઆની ભયંકાર ઝોળીમાં હીંચકા ખાતી હોડીની કમબખ્તી.

સુકાંન અને સુકાંની હવે સર્વ નિરૂપ્યોગી થઇ પડયાં છે. તોફાંન અહીંઆં માલેક છે, પવન અને મોજાઓ માણસને દડા માફક ઉછાળે છે, અને રમત કરે છે. નજદીક કે દૂર કાંઇ આશ્રો જણાતો નથી. પહાડો તેમને બચાવવાને કોઇ હાથો લાંબા કરી શકતા નથી, માત્ર તેમની સાંમે ટીકતા પોતાનાં પથ્થરનાં સખત હૈયાં સાથ ઉભા છે.

ખુદાજ હવે તેમને મદદ કરી શકે; દરીઆના આ ભાગમાં તોફાંન ચાલુ થયું તો ફાડી ખાનારાં વાઘ સિંહ જેવાં પશુ દીવાના જેવાં થઇ પોતાના પીંજરાંના લોખંડના સળીઆઓ સાથ છુટાં થવાને માથું ફોકટમાં ફોડી નાંખે તેમ દીવાનું બનેલું તોફાંન સઘળું અફાડ ઝીખ કરી નાંખે છે.

ખુદાએ પોતાનો સજા કરનારો હાથ ઉંચકયો છે, હવે જુલમગાર જાણે છે કે તેને માંથે પણ એક બળવાન સાહેબ છે. હવે આ મોજાઓ તેના અવાજની પરવા કરતા નથી, પહાડો, તેની આગળ અને તેની પેલી ટોપી આગળ પોતાનું માથું નમાવતા નથી. (પોતાના છોકરાને બંદગી કરતો જોઇ બોલે છે) છોકરા ! તું કોણને માટે બંદગી કરે છે? ન્યાયાધિશનો સજા કરનારો હાથ પકડવા ના જા. છોકરો કહે છે, હું હાકમ માટે બંદગી કરતો નથી, તેની સાથે ટૅળ છે તેને માટે બંદગી કરૂં છું.

---

## ઑારલીઆંની કુમારીકા (Schiller)

ઇંગ્લાંડના રાજા પાંચમાં હેનરીએ ફ્રાન્સનો મોટો ભાગ જીતી લીધો હતો. તેનાં મરણ પછી તેનો બાળક બેટા છઠો હેન્રી ફ્રન્સનો રાજા કહેવાવા લાગ્યો, પણ ફ્રાન્સનો નહીં જીતાયલો મુલક પોતાના રાજા છઠા ચાર્લસના દીકરાને રાજા તરીકે ગણુતો. આથી ઇંગ્રેજો તે પર ચઢાઇ લઇ ગયા. ઇંગ્રેજો લગભગ આખું ફ્રાન્સ જીતી ચુકયા હતા, ફ્રાન્સની તીજોરીનું તળ્યું આવી ગયું હતું, લશ્કરના પગાર ચઢી ગયલા અને તે વધુ લડવાને ના પાડી બેઠેલું. રાજા નાસીપાસ બની જઇ દેશ છોડવાની અણીપર આવેલો. દેશના જુદા જુદા ભાગમાંથી સૈન્યની મદદ મોકલવા તેને અરજ થાય, જેમ કરવાને તે અશક્ત થઇ પડયો હતો, આવી વેળાએ બે સ્રીઓ તેની મદદે આવે છે. એક તેની પ્રિયા જે, લશ્કર ઉભું કરવા પોતાનું સર્વ આપી દેવા તૈયાર થાય છે અને બીજી એક ભરવાડની છોકરી ફ્રેન્ચ છાવણીમાં આવી પૂગી ખુદા તરફથી સ્વપ્નામાં તેણીને લશ્કરની સરદારી લેવાને બસારત થઈ છે, એમ કહે છે તથા જીત મેળવી આપવાની ખાતરી આપે છે. એક તરફથી રાજાની પ્રિયા તેને પોતાના મેહલ, જરઝવેર સોનુંરૂપું સઘળું આપી દઇ લશ્કર તૈયાર કરાવે છે અને જોહાના જે ભરવાડની છોકરીનું નામ હતું તે લશ્કરની સરદારી લઇ આગળ વધે છે. એક હાથપર ફ્રેન્ચ લશ્કર ખુદાથી બસારત થયલી માની લઇ જીત નક્કી જાણી ઉમંગમાં આવી હિંમતથી લડતું રહે છે ત્યારે ઇંગ્રેજ લશ્કર ખુદા તરફથી આવેલા દૂત સાંમે લડવું હવે ફોકટ એમ માની લએ છે અને હાર ખાતું જાય છે. આખરે ઇંગ્રેજોને પોતાના દેશ બહાર કાઢી ફ્રેન્ચ રાજા ખોયલો સર્વ મુલક પાછો મેળવે છે, અને જોહાના, જે જખમી થઇ છે તે રાજાની રૂબરૂમાં પોતાના સ્વદેશીઓની વચ્ચે પોતાનો દેશ બચાવવા માટે ખુશ થતી પ્રાણ છોડે છે.

(રાજા એક ગવૈયાને કાંઇ ભેટ આપવા કહે છે
ત્યારે ખજાનચી કહે છે)

**ખજાનચી—ભેટ આપવાને હવે કાંઈ રહ્યું નથી; આવતી કાળે કેમ જીવવું એ સવાલ આવી ઉભો છે. દેશની આબાદી-**

ની ભરતી ઉતરી ગઇ છે, તીજોરીમાં ઓટ થઇ ગઇ છે, લશ્કરના પગાર ચઢી ગયા છે તે વીખરાઇ જવાને ધમકી આપે છે.

(દેશના એક ભાગમાંથી લશ્કર મોકલવા
અરજ થતાં રાજા કહે છે)

જમીનપર પગ ઠોકીને લશ્કર ઉભું કરૂં? મારા હાથની હથેલીમાં અનાજનું ખેતર ઉગાડી મુકું? મારાં હૃદયના ટુકડા કરી સોનાના રીક્કા બદલ ચલણ બનાવો! તમારે માટે મારાં શરિરમાં માત્ર લોહી છે જે હું રેડી નાખવા તૈયાર છું, પણ મારી કને સોનુ રૂપુ નથી ને સીપાઇઓ નથી.

(એક ઉમદા સ્ત્રી પડતીમાંથી બચાવવા પોતાનું સઘળું
ભોગ તરીકે આપે છે. રાજાની પ્રિયા કિંમતી
ઝવેરાતનો દાબડો લઇને આવે છે.)

રાજા ચાર્લસ—આ મારી વહાળા ઍગનીસ! મને વમળમાંથી બહાર કાઢવાને તું આવી છે! જ્યાં સુધી તારા જેવી સ્ત્રી હું ધરાવું છું ત્યાં સુધી મારૂં કાંઇજ ખોવાયું નથી. (ખજાનચીને કહે છે) હું ગરીબ છું, ખજાના વગરનો છું એમ તમે કહી શકશો? જ્યારે સ્ત્રી જાતીનાં સરતાજ જેવી આ સ્ત્રી હું ધરાવું છું. મારા જેવીજ એ પણ ઉંચ કૂળની રાજવંશી તોખમની છે. દુનિઆનું કોઇ પણ પેહલા દરજ્જાનું તખ્ત શોભાવે એવી આ સ્ત્રી છે. ઉંધાં નસીબે પડતીમાં દૂબાડેલાને મોટાં દિલથી મંચાવી લેવાને તું મદદે ધાઇ છે.

(વધુ લડાઈ હારી જતાં રાજા નિરાશ થઈ બોલે છે.)

મારાથી જે બન્યું તે મારૂં તાજોતખ્ત બચાવવાને કર્યું છે. મારી પ્રજાના જીવ ફોકટમાં જાય છે. મારો દેશ પાયમાળ થયો છે. મારાં બચ્ચાં સમાનની મારી પ્રજાને તલવાર ની વધુ વાર સોંપવા કરતાં મારૂં તાજ અને તખ્ત છોડવા હું તૈયાર છું.

(આબોહવા સાથ માણસની ખાશીઅતનો સંબંધ.)

રાજા પોતાની પ્રિયા ઍગનીસને કહે છે, તું દલગીર ના થા વહાળી ઍગનીસ. આપણે લ્વાર નદીની પેલે પાર ફ્રેન્ચ મુલક છે ત્યાં જઇશું. ત્યાં વાદળ વગરનાં ખુલ્લાં આકાશ સાથ ખુશનુમા હવા પાણી મળી શકે છે અને માયાળુ ખવાસની પ્રજા વસે છે જે આપણને આવકાર આપશે. ત્યાં ગાણુતાન ચાલી રહે છે અને જીંદગી અને પ્રેમ ખીલતાં રહે છે.

(જોહાના ઘર છોડી ફ્રેન્ચ લશ્કરમાં જવા નીકળે છે.)

જોહાના—સલામ તમોને ઓ પહાડો, છેલ્લી સલામ તમને ઓ શાંતિભરેલી ખીણો! જોહાના હવે તમારી ઉપર વધુ વાર ફરહર કરશે નહીં, જોહાના તમને જાથુકની છેલ્લી સલામ કરે છે! ઓ ખેતરો! તમને મેં પાણી સીંચ્યું હતું! ઓ ઝાડો! તમને મેં રોપ્યાં હતાં તેઓ ખુશાલ લીલોતરીભરેલાં આબાદ થાઓ. સલામ આ ઝાડોથી બનેલા માંડવોને અને ઠંડાં પાણીના વહેતા ઝહરાઓને! મારાં ગાયણોનો અવાજ પાછો વાળનાર ખીણોના પવિત્ર અવાજરૂપ પડઘા, જોહાના તને છોડી જાય છે અને કદી પાછી આવશે નહીં! મારી શાંતિભરેલી ખુશાલ જીંદગીની જગ્યાઓ તમને હમેશને માટે હું છોડી જાઉં છું! મેંઢાંઓ! તમારા ભરવાડ વગર પહાડ ઉપર ચરતાં રહો. લડાઇનાં ભયંકાર લોહીલુહાન ભરેલાં મેદાનમાં બીજાંજ ગોવાળાંને ચરાવવા હું જાઉં છું. આકાશ તરફથી મને બસારત મળી છે ત્યારથી આ દુનિઆની ફુકરાઇઓ અને તેનાં તકલીદી સુખની ઇચ્છાઓ મેં સેવટનાં તજયાં છે.

(જોહાના ફ્રેન્ચ છાવણીમાં આવી પુગે છે.)

જંગલની વચ્ચેથી માથાંપર બખ્તરી ટોપી પહેરેલી કુમારીકા આવી પૂગી. લડાઇની દેવી હોય તેવો તેનો દેખાવ હતો. તેણી ખુબસુરત હતી પણ જોનારના મનમાં ભય

ઉત્પન્ન કરે તેવી હતી. તેણીના વાળ ડોકીં ઉપર લટકતા હતા. બાંગ, મારી તેણીએ કહ્યું "બહાદુર ફ્રેન્ચમેનો વિચારમાં ને વિચારમાં તમે શાની વાટ જુઓ છો, ચાલો, ધસો શત્રુપર, એક બારગી દરીઆની રેતી જેટલી તેમની સંખ્યા હોય તો પણ જીત તમારી છે. ખુદા અને પવિત્ર કુમારીકા તમને ફત્તેહ તરફ લઇ જશે.

(રાજા અને વડા ધર્મગુરૂ આગળ લઈ જવામાં આવતાં તેણી કહે છે)

બખ્તાવર સાહેબ, મારૂં નામ જોહાના છે હું માત્ર એક ગરીબ ભરવાડની દીકરી છું. એક વાર પવિત્ર વિચારોમાં લીન થયલી ઇશ્વરનું મનન કરતી એક ઝાડ તળે બેઠી હતી ત્યારે મારીજ માફક ભરવાડણના પોશાકમાં સજ થયલી, તલવાર અને વાવટા સાથ આકાશ તરફથી આવેલી પવિત્ર સ્ત્રી બોલી "જોહાના તારૂં ગોવાળું છોડી દે. ઇશ્વરે તારે માટે બીજું કામ મુકરર કર્યું છે! આ વાવટો લે! તારી કમ્મરે આ તલવાર લટકાવ! અને તે વડે મને પ્રિય થયલાં લોકના શત્રુને મારી કાઢી, તારા રાજાને રીમ્સ લઇ જઇ તેનાં માથાંપર તાજ મુક!

મેં કહ્યું "હું એક નબળી સ્ત્રી કેમ એવું કાંમ બજાવી શકું? તે બોલી "એક પાકદામન પવિત્ર નાર જે પૃથ્વિને લગતી ઉતરતી પ્રિતથી દુર રહે તે આવું ઉમદા કર્મ સંપૂર્ણ કરી શકે." પછી તેણીએ મારી આંખ પર આંગળી લગાડી કે આકાશ તરફ હાથમાં કમળફુલ સાથ ફરેસ્તાઓ દેખાયા અને ગાયનના મધુર અવાજો સંભળાવા લાગ્યા. તેણીએ પોતાનો ભરવાડણનો પોશાક કાઢી નાંખ્યો અને આકાશની રાણી માફક દીસ્તી સૂર્યના કિરણોમાં દીપી નીકળી સોનેરી વાદળમાં સ્વાર થઇ આકાશ તરફ ગુમ થઇ ગઇ.

કુમારીકાના મજબુત હુમલાથી અંગ્રેજ લશ્કર હારી પાછું હઠે છે. ઇંગ્રેજ છાવણીમાં બોલાય છે એ કુમારીકા નથી, શયતાન છે.

ઇંગ્રેજ સેનાપતિ તાલબત મરણતોલ જખમી થઇ પ્રાણ છોડતાં બોલે છે.

"સૂર્ય અને પૃથ્વિએ કાંઇ સુખ અને કાંઇ દુઃખ જોવાને જે થોડીક રજકણો મને આપી હતી તે હું તેમને પાછી આપું છું. પરાક્રમી તાલબતની લડાયક કીર્તિએ એક દુનિયા ગજાવી હતી તેની એક મુઠ્ઠીભર રજ સિવાય હવે કાંઇ રહેશે નહીં. સર્વનો આજ અંત છે. આ જીવતાંઓની દુનિયાંમાંથી જે આપણે લઈ જઇ શકયે તે આપણાં ખાકસારપણાંનો ખ્યાલ છે, અને જે કાંઇ ખરેખર ઇચ્છવાજોગ છે અને આપણને વૃદ્ધિ તરફ લઇ જાય તેજ આપણી સાથે આવી શકે."

ફ્રેન્ચ રાજા તાજપોષીની ક્રિયા માટે રીમ્સનાં દેવળમાં સરઘસ સાથે જાય છે, જેની આગળ વાવટો લઇ જોહાના ચાલે છે. તાજપોષી જોવાને અરધુ ફ્રાન્સ એકઠું મળે છે, જ્યાં જોહાનાની બહેનો, ભાઇ, બાપ વગેરે પણ આવ્યાં છે. બહેનો એકબીજીને કહે છે, હવે એ, રાજા અને શાહજાદાઓ સાથ ફરનારી થઇ ને આપણને ઓળખશે નહીં; પણ જોહાના જ્યારે તેમને જુએ છે ત્યારે ખુશ થઈ હેતથી ભેટે છે, તેણી પોતાની બેહનો સાથ પોતાને ગામ પાછી ફરવા ઇચ્છે છે, એમ જણાવે છે. સઘળો ઠાઠમાઠ અને ગડબડ તેણીને પસંદ નથી. તેણી કહે છે જ્યારે હું પહાડ ઉપર બકરાં ચરાવતી હતી ત્યારેજ ખરેખર બહેસ્તમાં હોઉં તેમ લાગતું હતું.

અનેક સરદાર તેણીના હાથની માંગણી કરી પરણવા ચાહે છે. પણ તેણી રાજાને કહે છે "સર્વોપરી સાહેબે મને લશ્કરની સરદાર નેમી છે, કોઇ પણ માણસને હું પરણી શકું નહીં."

તાજપોષીની ક્રિયા થઇ રહેતાંજ જોહાનાનો બાપ જે પેહલાંથીજ તેણીની વિરૂધ હતો અને ફરીઆદ કરતો કે આ છોકરી શું કરી રહી છે? પડોશના ભરવાડનો છોકરો જે પૈસાદાર હતો અને ઉંચ ગુણો ધરાવતો હતો તેણે તેણીને માટે પરણવાને માંગણી કરવા છતા કાંઇ મચક આપતી નથી. તેણીનો ભાઇ કોઇ જીપસી સ્ત્રી તરફથી મળી આવેલી એક બખતરી ટોપી (લડાઇમાં પેહરવાની) લાવ્યો હતો તે તેણીએ પેહરી લીધી હતી, ત્યારે તેણીનો બાપ બબડતો આ શું છોકરીની જાતને લાયક કહેવાય? ભાઇ કહેતો "એણે વરૂની સામે થઇ તેના પન્જામાથી મેંઢાંને છોડવ્યું હતું. એક શૂરવીરનો જુસ્સો તેણીમાં છે અને આવી ટોપી તેણીને છાજતી છે."

બાપે રાજા આગળ ફરીઆદ કરી કે આ છોકરીને શયતાને ભમાવી છે. તે એક ઝાડ તળે જઇ બેસતી જે જાદુનું ધામ ગણાતું હતુ. લોકો તરેહવાર ટીકા માંહોમાંહે કરે છે. તેણીને કહેવામા આવે છે તારા બાપને જવાબ આપ; પણ તેણી કોઇને પણ જવાબ ન આપતાં ચુપકીદી જાળવી રાખે છે. કોઇ બોલતું, તે નિર્દોષ હોવાથી આવાં તોહમતોનો જવાબ આપવાને તુચ્છકારે છે. પોતા તરફ લોકોમા શક ઉત્પન્ન થયલો જોઇ તેણી ફ્રેન્ચ છાવણી તરફ જંગલ તરફ જાય છે, જ્યાં તેણીનો ભાઇ સાથે જાય છે. માર્ગમાં મોટું તોફાન થઇ આવે છે. તેઓ બન્ને ભાઇ બેહેન એક કોળસાવાળાની ઝુપડીમાં આશરો લેય છે.

## તોફાનનું વર્ણન.

(કોલસાવાળો બોલે છે)

આ એક ભયંકર નાશકારક તોફાન છે. આકાશપરથી અગ્નિનો વરસાદ તૂટી પડતો લાગે છે, મધ્ય બપોરે અંધારી રાત બની ગઇ છે જેથી તારાઓ જોઇ શકાય, દોજખના દેવોને છોડી મુકયા હોય તેમ તોફાંન નાશ કરવા મચ્યું છે,

પૃથ્વિ ધ્રુજી રહી છે, અને જમાનાઓથી ઉભેલાં ઓકનાં રાક્ષસી ઝાડોએ તેની આગળ પોતાનાં માથાં નમાવી દીધાં છે. આ ભયંકાર લડાઇ આકાશ ઉઠાવી રહ્યું છે, જેથી વિકાળ પશુઓ પોતાના ગુફાઓમાં ચુપ ભરાઇ બેઠાં છે, ત્યારે પણ માણસ ચુપ ન રહેતાં પોતાની જાત સાંમે લડાઇ ઉઠાવી રહ્યો છે. તોફાંની પવનના ભયંકાર અવાજો સાથે તેની તોપોના અવાજો સંભળાય છે.

(કોળસાવાળાને ત્યાં આશરો અને પરોણાગત મેળવવા પછી જોહાના પોતાના ભાઈ સાથ આગળ વધે છે ત્યારે ભાઇ કહે છે)

સઘળાંજ માણસો ખરાબ નથી; જંગલ વચ્ચે પણ માયાળુ અને માણસીક હૃદય ધરાવનારા લોકો વસે છે. હિંમત રાખો, હવે તોફાન નરમ થઇ ગયું છે અને સૂર્યનું દિલખુશ તડકું ચાલુ થયું છે.

જંગલમાં આગળ જતાં ઇંગ્રેજ અમલદારના હાથમાં જોહાના સપડાય છે.)

તેણીને બેડી પહેરાવી લશ્કરને દેખાડે છે, જુઓ! આ મહાન પહેલવાનથી તમો ડરી ગયા હતા, અને મેંઢાઓ ભડકે તેમ ભડકતા હતા તે આ રહ્યો, તે પોતાને પણ બચાવી લઇ શકયો નથી. ઇંગ્રેજ લશ્કર ફરીથી જોર પકડી ફ્રેન્ચો પર હલ્લો લઇ જાય છે, અને તેમનો પરાજય થવાની તથા રાજા કેદ પકડાવાની અણી પર જોતાં જોહાના જોરથી પોતાની બેડી તોડી નાંખી એક સિપાઇની તલવાર ઝુટાવી લઇ, પવન માફક ફ્રેન્ચ લશ્કર તરફ ધસી જઇ, ઇંગ્રેજ લશ્કર સાંમે લડી તેનો પરાજય કરે છે.

જોહાના મરણતોલ જખમી થાય છે. ફ્રેન્ચ રાજા તેણીની ખીદમતમાં ઉભો રહે છે. તેણીએ પોતાના દેશનો બચાવ કર્યો છે, અને હવે કોઇ તેણીને ઠગારી કે જાદુગરણી સમજતું નથી એમ જાંણી ખુશ થઇ પ્રાણ છોડે છે. તેણીનાં શબને માન સાથ વાવટાઓથી ઢાંકવામાં આવે છે.

---

## દૉન કારલોસ. ( Schiller ).

સ્પેનના રાજા ફીલીપ બીજાનો દૉન કારલોસ દીકરો હતો. તેણે સંસારી અને રાજદ્વારી તકસીર માટે રાજાને ગુસ્સે કર્યો હતો. મારકવીસ પોસા નામે તેનો મિત્ર હતો. તેઓ અલકલાની હાઈ સ્કુલમાં સાથે ભણતા હતા ત્યારથીજ તેઓ એકબીજાના જાની મિત્ર બન્યા હતા. બચપણમાં એક દિવસે રમતાં મારકવીસ પોસાને હાથે દડો ઉડી દૉન કારલોસની કાકીને આંખ ઉપર લાગતાં સખત ઇજા થઇ. આ દડો જાણીબુજીને ફેંકવામાં આવ્યો હતો એમ માની લઇ તેણીએ રાજા આગળ ફર્યાદ કરી, જેણે આ વાંક કરનારને સખત સજા કરવાનું કહી તપાસ ચલાવી. દૉન કારલોસે પોતે દડો ફેંક્યો હતો એમ કહી પોતાને માથે સઘળો જોખમ ખેંચી મારકવીસને બચાવ્યો ત્યારથી મારકવીસે પોતાના જીવના જોખમે પણ પોતાના મિત્રની સેવામાં રહેવાના સોગંદ લીધા હતા. તેઓ મોટા થયા ત્યારે ફલાનડર્સના લોક જેઓ પ્રોટેસટન્ટ ધર્મવાળા હતા અને સ્પેનના રોમન કેથલીક ધર્મ માનતા રાજાની પ્રજા હતી, તેઓ સ્પેનથી છુટા થવા માંગતા તેમને મદદ કરવાનાં કાવતરાંમાં સામેલ થયા. મારકવીસ ઉદાર વિચારનો અને છુટાપણાંને ચાહનાર હતો, તે ફલાનડર્સની પ્રજાને આપખ્તીઆરી મેળવી આપવા અને દોન કારલોસને ત્યાંનો રાજા બનાવવા દૉન કારલોસપર પોતાનો વગ ચલાવતો હતો. દરબારની એક શાહજાદી જેણી દૉન કારલોસ ઉપર મોહીત થઈ હતી પણ દૉન કારલોસને તેણી માટે મોહબત હતી નહીં, તેણીએ અદેખાઇથી રાજા આગળ કાવતરાંને લગતાં પત્રો ચોરી કરી ખબર આપી. રાજાએ મારકવીસ પોસાને આપખ્તીઆર સ્વભાવનો, કોઇની ખુશામદ ન કરનારો અને પૈસા કે ઓહ્વાની દરકાર ન કરતાં પોતાથી પણ દૂર રહેતો જોઇ એક સાચ્ચા માણસ તરીકે તેને માની લઇ પોતાનો પ્રધાન બનાવ્યો હતો. તેણે દૉન કારલોસને કેદ કરવા ફરમાવ્યું અને તે માટે પોતાનું ‘ વારંટ ’ આપ્યું. મારકવીસે કારલોસને કેદ કર્યો, પણ હીકમતથી તેણે કારલોસની સઘળી તકસીર પોતેજ કરી છે એવું કારલોસની જાણ વગર રૂપ આપ્યું અને રાજાના ગુસ્સાનો ભોગ બની તેણે છોડેલી ગોળીથી માર્યો ગયો. દૉન કારલોસે પોતાના મિત્રની જાનફેશાની જાણી ત્યારે તે

બહુજ દુઃખી થયો. પોતે ખરો અપરાધી હતો એમ રાજાને જાહેર કરી દેખાડયું અને હવે તે દુનિઆની કે તેનાં રાજપાટની કશાની પણ દરકાર કરતો ન હતો એમ જણાવ્યું. રાજાએ ગ્રાંડ ઇન્કવીઝીતર (ધર્મ વિરૂધ અપરાધ કરનારાની તપાસ કરનારી અદાલતના વડા) ને બોલાવી પોતાના દીકરાને તેને સ્વાધીન કર્યો.

## જાસુસો અને ચુગલી કરનારાંઓ ખુનીનાં ઝેહેર અને કટારી કરતાં દુનિઆમાં વધારે ખરાબી ઉપજાવે છે.

(અકુદરતી જીંદગી, અગત્ય કરી શહેરની અકુદરતી
જીંદગી ખરા કુદરતી શોખને કેટલો
ઉલટાવી નાંખે છે.)

રાણી જે, ગામડાંઓ તરફ ફરવા નીકળી છે અને જેણીનો સારો શોખ જળવાઇ રહ્યો છે તે બોલે છે કુદરતની આ કેવી બલીહારી છે, શું સુંદર અને રમણ્ય દેખાવ જ્યાં ત્યાં નજરે પડે છે, આહા! મારાં બચપણ અને જવાનીમાં મારા બાપીકા દેશ ફ્રાન્સમાં આવોજ દેખાવ મને આનંદથી ભરી નાખતો હતો. રાણીની સાહેલી જે એક ઉમરાવજાદી છે તે કહે છે, કેવું સઘળું એકાંત અને ઉદાસી ભરેલું લાગે છે! રાણી કહે છે મને તો મેદ્રીદમાં વધારે ઉદાસી ભરેલું લાગે છે.

બીજી સાહેલી કહે છે—આહા! મેદ્રીદમાં થોડા વખતમાં કેવી ગડબડ સડબડ અને મજાહ થઇ રહેશે. ગોધાની લડાઇ (સ્પેનીશ લોકની માનીતી રમત જેમાં ગોધાઓને છોડી મુકી લડાવે છે અને મોટા મોટા લોક તેમાં આનંદ મેળવે છે) જોવાની કેવી મજાહ! થોડા વારમાં 'ઑતો દા ફે' થવાનો છે (ધર્મ સંબંધી મતફેરી માટે સજા પામેલાને જીવતો બાળી નાખવાની ક્રિયા) તે જોવાને જીવ તલપી રહ્યો છે.

(પહેલવાનોનો જમાનો ગયો પણ દેવો અને
રાક્ષસો તો હજી દુનિઆમાં છે )

મારકવીસ પોસા—સહાસકર્મો કરવાની એક ખરો 'નાઇટ' ફરજ સમજે છે, અગત્ય કરીને સ્ત્રી જાતિનું રક્ષણ કરવાનું પવિત્ર માની લેય છે.

રાણીની સાહેલી—રાક્ષસો સાંમે રક્ષણ આપવાનું ! પણ હવે દુનિઆમાં રાક્ષસો રહ્યા નથી.

મારકવીસ—કોઇપણ પ્રકારનો જુલમગાર નબળા પર જુલમ કરે તે રાક્ષસજ છે.

રાણી—મારકવીસ ખરૂં કહે છે, રાક્ષસો હજી છે પણ પહેલવાંનો રહ્યા નથી.

દૉન કારલોસ ફ્લાન્દરસના હાકમ તરીકે જવા ઇચ્છે છે
જ્યાંના લોક તેને ચાહે છે અને સ્પેનથી
આપખ્તીઆર થવા કાવતરૂં ચલાવે છે)

કારલોસ રાજાને કહે છે—એક છેલ્લી વાર મારા રાજાનો કોપ ખેંચી લઇને પણ અરજ કરૂં છું કે મને ફ્લાનડર્સની હકુમત આપો. મારે સ્પેનની બહાર જવુંજ જોઇએ. હું અહીંઆં જલ્લાદના હાથમાં હોઉં તેવી જીંદગી ગુજારૂં છું. એક ખુની, અંતઃકરણનો ભાર ખેંચે તેમ સ્પેનનું આકાશ મારાં માથાંપર બોજા રૂપ છે. કોઇ બીજા દેશનાં આકાશ તળે હું મારી તનદરૂસ્તી મેળવી શકીશ, મને, આપ બચાવવા માંગતા હોવ તો ફ્લાનડર્સ મોકલો.

રાજા ફીલીપ—મારા દીકરા તારી બીમારી માટે સારી 'નર્સ'ની જરૂર છે અને કુશળ વઇદની સારવાર જરૂરી છે. તું સ્પેનમાંજ રહે, ફ્લેન્ડર્સને માટે મેં બીજો હાકમ મુકરર કર્યો છે.

ડૉન કારલોસ પોતાના નોકરને જાસુસી કરવા
સલાહ આપે છે.)

જોતોજ નહી હોય તેમ જોજે અને જે કાંઇ જોય કે સાંભળે તે તારી છાતીના કફનમાં દાટી દેજે. અવાજ મોટો કરનારૂં ભુંગળું અવાજને વીખરાઇ જતો અટકાવી મોટો કરે છે પણ પોતે તો બેહરૂંજ હોય છે તેવો તું થજે.

વિચારને બહાર કાઢવાના સાધારણ રસ્તા-મોઢાં-વડે મને ખબર પહોંચાડતો ના, આંગળાંની ઇસારત કે આંખના પલકારાથી બોલજે અને હું મારી આંખો વડે સાંભળી લઇશ. આપણી આસપાસની હવા અને રોશની પણ રાજા ફીલીપના ગુલામ અને પગારદાર નોકરો છે.

## એક દીકરો શું છે. ?

(ડૉન કારલોસ પોતાના ગુસ્સે થયલા બાપને
શાંત પાડવા કહે છે.)

બીજાના સુંદર આત્મામાં, આરસીમાં જોય તેમ પોતાની પ્રતિમા જોતાં કેટલો આનંદ થાય છે. આપણી ખુશાલી બીજાના ગાળ ઉપર પ્રગટ થયલી જોઈ, આપણી દિલગીરી તેની છાતીને ભરી નાંખતી અને તેની આંખોમાં આંસુ લાવતી જોઇ કેટલો દિલાસો મળે છે! એક વહાળાં બચ્ચાંની જવાનીના ગોલાઓથી ઢંકાયલા માર્ગ ઉપર તેની જોડે જોડ ચાલતાં પોતાની જવાનીનો વખત યાદ કરતાં, જીંદગીના આગળા ખુશ સ્વપ્નાઓ પાછા જોતાં કેવો હર્ષ ઉપજે! અનંત કાળ સુધી પોતાના દીકરાની અને તેની પહેડીની ખુબીઓમાં પોતાનીજ જીંદગી લંબાયલી કલ્પતાં કેટલું મધુર લાગે છે! પોતે રોપેલાં ઝાડનાં ફળ ચાખતાં, અને એકઠા કરેલા ખજાનાનો લાભ ભોગવતા કેટલી ઉપકારી લાગણીઓથી. તેનો દીકરો પોતને યાદ કરશે તે વિચારતાં કેટલો બધો સંતોષ અને આનંદ મળે છે.

---

## ફ્રાએસ્કો. ( Schiller ).

જીનોવામાં ડયુક ઍન્ડ્રીઆસ દોરીઆ રાજ કરતો હતો. તેણે પોતાના ભત્રીજા જીઆનેતીનોને રાજઅમલમાં પોતા જોડે સામેલ કર્યો હતો. આ બન્ને કાકા ભત્રીજાથી ઘણા લોક નારાજ થયા હતા અને તેઓ પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવા માંગતા હતા. જે માટે ફ્રાએસ્કો નામનો ઉમરાવ જે મોટો દોલતવાન હતો અને જેને તેના અમીર બાપદાદા તરફથી દોલતનોજ નહીં પણ ઉંચા અમીરી ગુણોનો વારસો મળ્યો હતો તે તરફ આ કામ પાર પાડવા માટે લોકો જોતા હતા, અને તેજ પ્રજાસત્તાક રાજ્ય આખરે સ્થાપવામાં ફત્તેહ કરી અપાવશે એવો સર્વને વિશ્વાસ હતો પણ ફ્રાએસ્કો, સહેરની મોજીલી અને વ્યભિચારી જીંદગીમાં તણાઈ ગયો, અને એક ઉમદા સ્ત્રી જે સાથ તેનું વેશવાળ થયું હતું અને જેણી તેને ઘણો ચાહતી હતી તેને તજી દઇ દુરાચરણથી પોતાના ઉંચા આત્મિક ગુણોનો નાશ કર્યો. જીનોવાને જુલમગારોના હાથમાંથી છોડવવાને બદલે તે પોતેજ પોતાના જુલમગાર જુસ્સાઓનો ગુલામ બન્યો. કુટુંબ કબીલાની પવિત્રાઇનો અનાદર કરી કુળવંત અને પાકદામન સ્ત્રી તરફ જાસ્તીભરેલી રીતો વાપરી. એવી જાસ્તી ખમનાર એક જવાન સ્ત્રીનો બાપ જેનું નામ વૅરીના હતું અને જે પ્રજાસત્તાક રાજ્ય માંગનારાઓમાં ઘણોજ ચીવટ ગણાતો હતો તે આ જુલમાતની ખબર લેવાની તક જોતો. આખરે પ્રજાસત્તાક રાજ માંગનારો પક્ષ ફ્રાએસ્કોની સરદારી તળે ફાવ્યો. જીઆનેતી-નોનું ખુન થયું હતું અને ઘરડા ડયુક ઍન્ડ્રીઆસ દોરીઆને પોતાનાં રાજની સીમા ઓળંગી નહાસવું પડયું. ફ્રાએસ્કો, જેની ઉપર તેના જુસ્સાઓ આપખુદ સત્તા ચલાવી રહ્યા હતા તેમાં એક નવો લોભનો જુસ્સો ઉમેરાયો અને પોતે ડયુક થઇ બેસી આપખુદ સત્તા ભોગવવાનો કસદ કરી ડયુકનો ઝભ્ભો પેહરી લઇ હોડીમાં બેસી જતો હતો, જેની સાથ વૅરીના પણ હતો, તેણે તેનો ઝભ્ભો ખેંચી કાઢયો અને પછી તેને દરીઆમાં ગબડાવી દીધો. ડયુક ઍન્ડ્રીઆસ દોરીઆ પોતાનાં રાજ્યની હદ ઓળંગી પાછો આવ્યો, લોકો તેની તરફેણ થઈ ગયાં, વૅરીના પણ દોરી-આની પક્ષમાં ગયો અને ફરીથી જુનો રાજઅમલ ચાલુ થયો.

(ફ્રાએસ્કો એક જાસુસને પોતાની નોકરીમાં લે છે.)

પ્રીન્સ જીઆનેતીનો, એક મુર (આફ્રિકાના વતની) ને ફ્રાએસ્કોનું ખુન કરવાને મોકલે છે, જે તેને ખંજર મારવા જાય છે એટલામાં ફ્રાએસ્કો તેનો હાથ પકડી લઇ બચી જાય છે, અને તેને પુછે છે તને કોણે ખુન કરવા મોકલ્યો? તે કબુલી દએ છે કે મને જીઆનેતીનોએ મોકલ્યો.

ફ્રાએસ્કો—તને તે માટે શું મળવાનું હતું.?

મુર—માત્ર એકસો સીકવીન (સીક્કા).

ફ્રાએસ્કો—લે આ કોહલીમાં એક હજાર સીકવીન છે, તે તને આપી દઉં છું. શું મારાં માથાંની કિંમત માત્ર સો સીકવીન! તારા શેઠને જઇને કહે કે તે એક કંગાલ બખીલ ખુની છે! વારૂ તું મારી નોકરીમાં રહેશે? મુરા—હા સાહેબ, નાનાથી મોટામાં મોટા સુધીની "સરટીફીકેટ" લાવીશ, કોઇનાં ગળાં કાપવાનાં હોય તો કાપી આપીશ, અમો કાંઇ પૈસા કે બક્ષીસ તરફ જોઇનેજ કાંમ કરતા નથી અમારી આબરૂ તરફ પણ જોઇએ છીએ.

ફ્રાએસ્કો—(અજબ થાય છે) ગળાં કાપુની આબરૂ!

મુર—તમે લોકો ખુદા આગળ સોગંદ લો છો તે વફાદારીથી પાળતા નથી. અમો સેતાન આગળ સોગંદ લઇએ છીએ તેને વફાદારીથી વળગી રહીએ છીએ.

ફ્રાએસ્કો—ઠીક, હું તને મારી નોકરીમાં લેઉં છું.

મુર—કબુલ છે સાહેબ, હું તમારોજ છું.

ફ્રાએસ્કો—સહવારથી જીનોવામાં ફરતો રહેજે અને મારે માટે શું બોલાય છે તે બરોબર સાંભળી લઇ મને કહેતો રહીશ,

(મુર, ગામમાં શું બોલાય છે તેની ખબર આપે છે.)

ફ્રાએસ્કો—કેમ મારે માટે શું બબડે છે?

મુર—બબડતા નથી, કાવાખાનામાં, બીલીઅર્ડરૂમોમાં,

હૉટલોમાં, બજારમાં કે ફરવાહરવાની જગા પર બુમો પાડી તમારે નામની ફોક મૂકે છે.

ફ્રાએસ્કો—શું બોલે છે તે મને જણાવ.

મુર—કહે છે કે તમો મોટા મૂર્ખ છો.

ફ્રાએસ્કોને એક મિત્ર નરમ ઠપકો આપે છે કે, ફ્રાએસ્કો હવે મોજીલો જીવડો બની ગયો તેથી દુનિઆ તેને ખોહી બેઠી છે.

ફ્રાએસ્કો કહે છે—પણ ફ્રાએસ્કોએ દુનિઆ ખોહી દીધી નથી. જીંદગી એક સ્વપ્નું કહેવાય છે; ડાહ્યા થવું એટલે ખુશ સ્વપ્ના જોવા. આ ખુશ સ્વપ્ના તખ્ત અને તાજના ધડકધુજારાઓ વચ્ચે જ્યાં રાજ્યના સુકાનનું પૈડું ઘોંઘાટ મચાવતું કાન ફાડી નાંખે છે ત્યાં જોવાતા નથી. તે ખુશ સ્વપ્ના એક ખુબસુરત સ્ત્રીની ગોદમાં જોવાય છે. જીઆનેતીનો દોરીઆ ભલે રાજ કરે, ફ્રાએસ્કો તો પ્યાર કરશે.

(લીઓનારા જે સાથ ફ્રાએસ્કોનું વેશવાળ થયલું અને જેને તેણે વચનભંગ કરેલું તે, એક ઘણી સોગંદ ખાવા માંડે છે તેને કહે છે)

ખોટા સોગંદ! ન લે ખોટા સોગંદ. તમો પુરૂષો, નોધ રાખનાર ફરેસ્તાઓને ખોટા સોગંદો નોંધતાં ઠાકવી નાખો. તમારા તોડાયલા સોગંદ જો સઘળા શયતાન બની જાય તો તમે લોક આકાશ ઉપર લડાઇ લઇ જઇ સઘળા ફરેસ્તાઓને કેદ પકડી લાવો.

(ફ્રાએસ્કો પોતે ડયુક થવાનો લોભ રાખતાં બોલે છે.)

માણસો સોનાથી, સ્ત્રીથી કે તાજ તખ્તથી જાળમાં સપડાય છે. એક તાજ મેળવવાને લડવું મહા પરાક્રમ છે, તે જીતી લેવું દેવતાઇ બળ દેખાડે છે. જીનોવાના જુલમગાર

રાજકર્તાઓ તમારો વખત પૂરો થયો છે, જીનોવા હવે છુટાપણું મેળવશે અને હું તેનો વધારે ભાગ્યશાળી શહેરી બનીશ. એક થેલી ચોરી લેવી નીચ કામ છે, લાખોલાખ હજમ કરી જવા તે મોટી હિંમત દેખાડનારૂં છે, પણ એક તાજ તફડાવી લેવાનું, હદ બહાર પરાક્રમી કામ છે. જેમ તકસીર મોટી તેમ તેનું પાપ ઓછું થાય છે!

---

## મેરી સ્ટુઅર્ટ. (Schiller.)

ઇંગ્લાંડના રાજા સાતમા હેનરીની છોકરી સ્કાટલેંડના રાજા જેમ્સ ચોથા સાથ પરણેલી હતી તેની પેઢીથી મેરી સ્ટુઅર્ટ ઉતરી હતી. જ્યારે ઇંગ્લાંડના રાજા હેનરી આંઠમાનો દીકરો રાજા એડવર્ડ છઠો મરણ પામ્યો અને તેની બહેન ઍલીઝાબેઠ ઇંગ્લાંડની રાણી થઈ ત્યારે મેરી સ્ટુઅર્ટ ઇંગ્લાંડની ગાદીપર પોતાનો હક દેખાડયો અને પોતાને ઇંગ્લાંડની રાણી તરીકે ઓળખાવવા લાગી. આઠમો હેનરી રાણી કેથરીનને જીવતી તજી દઇ ઍન બોલીન નામની બીજી બાયડીને પરણ્યો હતો જેનાથી રાણી ઍલીઝાબેઠ અવતરી હતી. રોમન કેથલીક પંથવાળાઓ જેનો વડો રોમનો પોપ છે, તેઓ રાણી ઍલીઝાબેઠને કબુલ રાખતા નહીં. કારણ કે તેમના કાયદા પ્રમાણે તેણીના બાપે જીવતી બાયડી છતાં બીજાં લગ્ન કર્યાં હતાં અને તેણી પ્રોટેસ્ટંટ હતી તેથી ઍલીઝાબેઠ હકદાર વારસ ગણાય નહીં. તે પછી મેરી સ્ટુઅર્ટ દાવાદાર હતી. મેરી, ફ્રાન્સના રાજાના વડા દીકરા સાથ પરણી હતી જે રાજા થઇ ટુંક વખતમાં મરણ પામતાં તેણી પોતાને દેશ સ્કાટલેંડ પાછી ફરી, જ્યાંની તે રાણી થઇ. તેણીએ પોતાના એક પિત્રાઇ લાર્ડ દાર્નલી સાથ બીજીવાર લગ્ન કર્યું. તેઓ બન્ને એકબીજા તરફ પ્રિત ન રાખતાં અને અસુખી હતાં. લૉર્ડ ડાર્નલી કોઈ કાવતરાંનો ભોગ થઈ દારૂગોળાથી માર્યો ગયો. લોકોને શક પડવા લાગ્યો કે આ કાવતરાંમાં રાણી શામેલ હતી. આથી તેણીની પ્રજા તેણી સામે રૂઠી અને તેણીએ પોતાનો દેશ છોડી ઇંગ્લાંડનું રક્ષણ માંગવાનો

અથવા ત્યાંથી થઇને ફ્રાન્સ જવાનો ઇરાદો કર્યો. પણ ઇંગ્લાંડ પહોંચતાં તેણીને કેદમાં રાખવામાં આવી, એવું જણાવીને કે પોતાના ભરથારનાં ખુનમાં તેણી સામેલ ન હતી તે સાબિત કરે નહીં ત્યાં સુધી છોડાય નહીં. આ રીતે અઢાર વર્ષ કેદખાનામાં રહી. જે મુદતમાં તેણીને છોડવવા અને ઇંગ્લાંડની રાણી બનાવવા અનેક કાવતરાં રોમન કેથલીકો તરફથી થયાં જે નિષ્ફળ ગયાં. આખરે એવાં એક કાવતરાંમાં તેણી સામેલ થઈ રાણી ઍલીઝાબેઠનો જીવ લેવાડવાનો પ્રપંચ રચ્યો હતો એવો આરોપ તેણીપર મુકી "કૉર્ટ" માં તેણીની તપાસ ચાલુ કરી. કેટલાંક પત્રો રજુ કરવામાં આવ્યાં જેમાં તેણી તરફથી ઉસ્કેરણી કરેલી દેખાડવામાં આવી. આ પત્રો માત્ર નકલો હતી. કોઇ અસલ પત્ર દેખાડવામાં આવ્યાં નહીં. કૉર્ટે તેણીને મોતની સજા કરી અને તે વખતની રીત પ્રમાણે શિરચ્છેદ કરી તેણીની સજા અમલમાં મેળાઇ.

(રાણી મેરીને બંધીખાનાના બાગમાં છુટથી ફરવાની રજા મળતાં તેણી પોતાને છોડી મુકવામાં આવી હોય તેમ ખુશ થઇ બચ્ચાં માફક દોડતી ફરે છે.)

તેણીની દાસી કહે છે—તમને જાણે પાંખ હોય તેમ હું તો તમારી પછવાડે પડી જાઉં છું. જરા આસ્તે ચાલો બાઇ !

રાણી મેરી—આ નવું મળેલું છુટાપણું મને ભોગવવા દો. એક બચ્ચાં માફક ગમે તેમ છુટથી ફરી દોડધામ કરી લેવા દો. કુદરતે બીછાવેલા લીલા ગાલીચા પર નરમ અને નાજુક પગલાં ભરી પેટ ભરતી ચાલ હાલ કરી લેવા દો. શું હું ખરેખર અંધારાં કેદખાનામાંથી છુટી છું ? ખુલ્લાં આકાશ તળે સ્વચ્છ ઠંડી હવા ધુરી લેવા દો.

દાસી—ઓ મારાં વહાળાં બાઇ, તમારૂં બંધીખાનું માત્ર કાંઇક મોટું બનાવ્યું છે. આ મોટી ખુલ્લી જગા, દીવાળોથી ઘેરી લીધેલી છે તે તમે જોઇ શકતાં નથી, કારણકે તે ઝાડોથી ઢંકાઇ ગઇ છે.

(અર્લ સુસબરી નામનો ઉમરાવ મેરીને રાણીની
મુલાકાતે જઈ રૂબરૂમાં ખુલાસો કરવા
કહે છે ત્યારે રાણી મેરી કહે છે)

અગ્નિ અને પાણી પ્રિતથી એક બીજાને ભેટે કે વાઘ અને મેંઢું કોટી કરે તેવીજ મુલાકાત અમોને થઇ શકે. મને ભારે અન્યાય કરવામાં આવ્યો છે, તેણીએ મને ઘણી પજવી છે અમો બંને વચ્ચે કેમજ સુલેહ થઇ શકે?

(રાણી ઍલીઝાબેઠ સાથ મેરીને મુલાકાત થતાં
રાણી મેરી કહે છે)

માણસ જાતની ફેરવાતી હાલત અને ચઢતી પડતીનો વિચાર કરી લો. મગરૂરી માટે સજા કરનાર ઇશ્વર છે. કેવા કેવા ભયભરેલા સંજોગો અને નસીબના વિચીત્ર ફાંટાએ આજ મને તમારા પગ આગળ અરજ ગુજારતી બનાવી છે તેનો વિચાર રાખી બીહીને ચાલજો. તમે સુખેથી રાજ કરો! ઇગ્લાંડનાં તખ્ત અને તાજનો દાવો હું છોડી દેઉં છું. અરે, મારા આત્માની પાંખો લુલી થઇ ગઇ છે, કોઇ પ્રકારનું મહત્વ મને લલચાવી શકતું નથી. હું હવે મેરી નથી, મેરીનો માત્ર પડછાયો છું. દુનિઆ મારે માટે ખરાબમાં ખરાબ મત બાંધી ચુકી હોવ, પણ હું હિંમતથી કહું છું કે મારે માટે બોલાતું હોય તેથી વધારે સારૂંજ માણસ હું છું. સેવટે તેઓ બને એક બીજાને સખત શબ્દો ઓચરી છુટાં પડે છે.

રાણી મેરીની મોતની સજા અમલમાં મેલવી કે નહીં તે વિષે પોતાના પ્રધાનોની ઉલટપાલટ સલાહ અને આમ લોક મેહલપર ધસી આવી તેણીના મોત માટે માંગણી કરતાં કારણ કે તેમની માનીતી રાણી ઍલીઝાબેઠને મારી નાખવાના કાવતરાંમાં તેણી સામેલ હતી એમ તેમની માન્યતા હતી. આથી ઍલીઝાબેઠ ચિંતાતુર બની મોટાં વમાસણમાં બોલતી,

હું જીંદગીથી અને રાજ કરવાથી ધરાઇ ગઇ છું. આ દેવતાઓને (આમ લોકને) પંપાળતાં અને રાજી રાખતાં હું કંટાળું છું. કયારે હું આ તખ્ત અને તાજથી છુટી થઇશ? દુનિઆના લોકનેજ રાજી રાખતાં પોતાની આપખ્તીઆરી ન ભોગવી શકાય તે રાજકર્તા કેમ કહેવાય! ખરો રાજકર્તા તેજ કે જે કોઇની પરવા વગર આપખ્તીઆરીથી પોતાનું કામ કરી શકે. (આ રીતે રાજા રાણીનું તાજ ઘણીવાર માત્ર કાંટાનું તાજ હોય છે, અને લૉર્ડ બેકન કહે છે કે મોટા ઓહ્વાપર બેઠેલાઓ ત્રણઘણા નોકર છે તે ખરૂં પડે છે.)

આમ લોકનો ગાદરીઓ ટોળો, પવનથી ઘાસનું તણખું ફરતું રહે તેમ ફરતો રહે છે, એવાં સરબોરાંપર કોણ આધાર રાખી શકે?

આખરે રાણી ઍલીઝાબેથ, મેરીના મોતનાં 'વારંટ' પર પોતાની સહી મૂકે છે.

(મેરી પોતાના નોકરો અને દાસીઓને વિલાપ કરતાં જોઇ કહે છે)

તમે શા માટે રડો છો? તમોએ મારી જોડે ખુશ થવું જોઇએ કે હવે મારાં દુ:ખોનો અંત નજદીક આવ્યો છે, બંધીખાનામાંથી છુટનાર છું. હમેશગીના છુટાપણાં તરફ મારો આત્મા ફરેસ્તાઇ પાંખો વડે ઉડી જશે. હમણાં સુધી તો હું એક ગરૂરી ભરેલી શત્રુના કાબુમાં હતી, એક આપખ્તીઆર મહાન રાણીને ન છાજે એવાં અપમાન સબુરી રાખી સહન કરતી હતી તે વખત રડવાનો હતો! સાચા મિત્ર તરીકે મોત સઘળાં દુ:ખ મટાડવા આવે છે. આ દુનિઆનું સુખ અને માલ મીલકત ઠગારાં છે તે તમારી રાણીના હાલ ઉપરથી શીખશો.

રાણી પોતાની આયાને બોલાવવા કહે છે કે તેણી મારી બચગીમાં મને કેડે લઇ ફરી હતી અને હવે તેણી મને પાંખરી પકડી મોત આગળ લઇ જાય.

## Faust (Goethe).

## જવાંની જાડુક કેમ જાળવવી.

(ફૉસ્ટે હંમેશાં જવાન અને ખુબસુરત રહેવા માટે શયતાન સાથ સાટું કર્યું હતું તેને શયતાન કહે છે.)

જવાંની જાળવી રાખવાની એક કુદરતી રીત પણ છે, પૈસા ખરચ્યા વગર, તબીબની કે કોઇ જાદુગરની મદદ વગર કુદરતી રીતે જવાંની જાળવી શકાય છે. જમીન ખોદવા અને ખેડવા માંડ, તારી ઇચ્છાઓ પર કાબુ રાખ, સાદો ખોરાક લે અને જમીનને ખાતર પુરૂં પાડી તેમાંથી જે ઉગે તે પ્રમાણિકપણે મેળવેલું તારૂંજ છે. એંસી વર્ષે પણ એ રીતે તું જવાન અને જવાનજ રહેશે.

---

## Faust (Goethe).

## શાંતિ વચ્ચે દેવળના ઘંટની અસર.

રવીવારના શાંત દિવસે, દેવળના ઘટનો ગંભીર અવાજ આત્માને આકાશી વિનોદથી ભરી નાંખી હૃદયમાંથી ભક્તિના ઉદ્દગારો ઉભરાવતી, કલ્પિ ન શકાય એવી મધુર લાગણીઓ ઇશ્વર તરફ આકર્ષતી ખુલ્લાં મેદાન કે જંગલ ભણી દોરવતી હતી, અને ગરમ આંસુઓના ઝહરા આંખોમાંથી છુટી પોતામાંજ એક દુનિઆ સમાયલી હું જોતો.

---

## Faust (Goethe).

## કુદરતનો દેખાવ ભક્તિ ઉશ્કેરે છે.

ખુલ્લું ચાંદરણું તેનાં ઠંડાં કિરણો સાથ આંખ આગળ દીપી રહી જમાનાઓથી ખડા રહેલા પહાડો અને ધુમસથી

ઘેરાયલાં જંગલોને ઝલઝલાવી આત્માને ભકિતમાં લીન કરી દેખાડે છે કે કુદરતના દેખાવોમાં કાંઇ ધાર્મિક અર્થ સમાયલો છે.

---

## Faust (Goethe).

(ભિખારીનો દિવસ.)

જ્યારે તહેવારનો દિવસ હોય અને સઘળાં મોજશોખ કરી રહ્યાં હોય તે દિવસ બાપડા ભિખારીને માટે પાક ઉતારવાનો દિવસ છે.

### સુલેહ.

લડાઇનાં દાસ્તાનો જે, માણસો એક બીજાને કેમ મારી નાંખે છે તેનું વર્ણન કરે છે તે હાલ માંડી વાળો.

મને તો બારીએ ઉભા રહી, ખુશ કરનારો શરાબ પીતાં સઘળો મેહમાર જોવાની મજાહ પડે છે. નદીમાંથી પસાર થતી સુંદર રંગેલી હોડીઓ જોતાં બહુ આનંદ થાય છે.

સાંજની ઠંડક વચ્ચે શાંતિથી લટાર મારી આવવામાં મોજ લાગે છે. મારે માટે સુલેહશાંતિ ભરેલું ઘર અને સુલેહ શાંતિ ભરેલો વખત બસ છે.

અમારાં ઘર અને શહેરની બહાર જેમને ગમે તેમને એકબીજાનાં માથાં ભાંગી નાખવા અને સઘળું ઉઠળપાઠળ કરી નાખવા દો, માત્ર અમને અમારાં ઘરમાં શાંતિથી રહેવા દો.

---

## Faust (Goethe).

મારામાં બે આત્મા હોય તેમ લાગે છે. એક મને શારિરીક મજાહો જે આ મટોડીની બનેલી દુનિઆ આપી શકે તે તરફ ખેંચે છે, બીજો પોતાના દેવતાઇ ગુણ અને બળ

વડે મારાં વતન આકાશ તરફ દોરવે છે. અરે કોઇ જાદુઇ અસરથી આ દેવતાઓને લાયકની આકાશી દુનિઆ તરફ જઇ શકું તો સઘળા રાજાઓ અને શાહજાદાઓનો ઠાઠમાઠ કેવો હસવા સરખો લાગે!

---

## Faust (Goethe).

(રાતનો શાંતિભરેલો વખત ખુદા તેમજ માણસ માટેના પ્યાર તરફ ચિત્ત દોડાવે છે.)

જે ખેતરો દિવસે જોતાં ખુશ લાગતું તે હવે રાતના અંધકારથી ઢંકાઇ ગયાં છે. આ રાતનો વખત ગંભીર અસર મનમાં પેદા કરી માણસમાં જે સારી લાગણીઓ હોય તેમને જાગૃત કરે છે. મિથ્યા ઇચ્છાઓ અને વાસનાઓના વમળમાંથી તેને બહાર કાઢે છે. દિવસનાં દુનિઆદારી કામકાજો અને જુસ્સાઓનું તોફાન શાંત થઇ આત્માના અંતરમાં સમાયલો પ્યાર ખુદા અને માણસ પ્રત્યે ઉભરી નીકળે છે.

---

## Faust (Goethe).

### દોજખી ભંડાર.

અમારો સામાન જોવાને ખુલ્લો છે તે જોઇ લો! તરેહ તરેહની ચીજો અહીંઆં છે જેના જેવું પૃથ્વિ પર કાંઇજ ન હશે. અહીંઆં એવી કોઇ વસ્તુ નથી જે વડે દુનિઆ અને માણસની ભયંકાર ખાનાખરાબી થઇ ન હોય. અહીંઆં એક પણ કટારી એવી નથી કે જે વડે લોહી રેડાયું ન હોય, અહીંઆં કોઈ પ્યાલું એવું નથી કે જેમાં તંદરોસ્ત માણસને કાટેલ ઝહેર પાવામાં ન આવ્યું હોય. અહીંઆં કોઇપણ ઘરેણું કે લલચાવનારી ચાઇ ચાઇ એવી

નથી કે જેણે કોઇ નાજુક પંથનીનું સત્યાનાશ વાળ્યું ન હોય. કોઇ તલવાર એવી નથી કે જેણે કોઇ માની લેવામાં આવેલા શત્રુનો બરડો પછવાડેથી વીંધી નાખ્યો ન હોય.

---

## Faust (Goethe).

(ફૉસ્ટને હવસી જુસ્સાઓથી ઉસ્કેરાઇ જતો જોઇ શેતાન મુછમાં હસ્તો બોલે છે)

હવસી મૂર્ખાઓ પોતાનો હવસ તૃપ્ત કરવાને સૂર્ય, ચંદ્ર, તારા સઘળું બચ્ચાંના રમકડાં માફક ફેંકી દેવાને તૈયાર થઇ જાય છે.

---

## Faust (Goethe).

### જ્ઞાનનો સંભાળ ભરેલો ઉપયોગ.

કેટલાક જ્ઞાનીઓએ પોતાની લાગણીઓ અને વિચારો યાહોમ અનાડી આમ વર્ગને જાહેર કરી દેવાથી તેમને શુળીએ ચઢાવી કે જીવતા બાળી મારી નાખવામાં આવ્યા છે.

### જીંદગીની જંજાળનાં અનેક રૂપો.

જંજાળ માણુસનાં હૃદયમાં ઘર કરી બેસી નવા નવા વેશ લેતી રહે છે, અને શાંતિ તથા ખુશાલીને તેમાંથી બહાર કાઢી મૂકે છે. તે, ઘર કે જમીનનાં રૂપમાં, સ્ત્રી કે બાળકને બહાણે તેને દુઃખી કરતી રહે છે, કે આગ, કુવો, તલાવ, કોઇ કાટેલ હથીઆર કે ઝહેરનાં ખુલ્લાં રૂપમાં તેની સામે ઉભી રહે છે, તેટલુંજ પુરતું ન હોય તેમ નવી નવી જંજાળો અને ચિંતાઓ ભવિષ્યમાં આવનારી માની લઇ આગમચથી દુઃખી થયા કરે છે, કે જે જંજાળો કે દુઃખો તેને માટે ખરેખર તો આવવાનાં પણ નથી.

## Faust (Goethe).

(ખરૂં સુભાષીતપણું અંતઃકરણની લાગણીમાંથી ઉત્તપન થાય છે.)

અંતઃકરણની લાગણી વગર ખરૂં સુભાષીતપણું હોય નહીં. ભાષા હોઠપરથી નહીં પણ આત્માનાં ઉંડાંણમાંથી બોલાવી જોઇએ. જે એક આત્માનાં ઉંડાંણમાંથી વહે તેજ બીજા આત્માનાં ઉંડાંણ સુધી પહોંચી શકે અને તેના ભીતરમાં લાગી વળે. માત્ર વાકયો ગોઠવી દેવાં અને પછી મોહડાંની ફુંકથી તેમને જીવતાં કરવાની કોશેશ કરવી તે ફોકટ જેહમત જેવું છે.

---

## Die lieden des jungen Werther (Goethe)

આપણે એકબીજાને સુખી કરી ન શકયે તેટલુંજ પુરતું ન હોય તેમ આપણું દુઃખ કોઇ આગળ જરા જરામાં રડીને તેની ખુશાલી શા માટે છીનવી લેવી જોઇએ?

*
* *

કેટલાક ડાળઘાલુઓ જેઓએ કાંઇક દરજ્જો મેળવ્યો હોય તેઓ બીજાઓને પોતાથી ઉતરતા માનીને તેમનાથી દૂર ને દૂર રહે છે, જાણે કે તેઓ સાથ ભેળાતાં તેમની અગત્યતા અને મોટાઇ ઓછાં થઇ જશે, અને બીજાઓ તેઓ સાથ ભેળાય છે તો માત્ર પોતાની અગત્યતા અને દમામ વધારે દેખાડી આપવા માટેજ હોય છે. ખરૂં છે કે આપણે સઘળા બરોબરીઆ નથી, પણ જે પોતાનું માન જાળવી રાખવાનેજ માટે સાધારણ આમ લોકોથી દૂરજ રહે તે એક હિચકારો, શત્રુથી પરાજય ખમવાની બીહકથી છુપાઇ રહે તેટલોજ ઠપકા પાત્ર છે.

*
* *

જે થયું તે થયું એમ માની લઇ, કલ્પણા વડે આગલું દુ:ખ તાજું કર્યા કરવું નહીં, અને વર્તમાનમાં જે બને તે સબુરી રાખી વહી જવા દેવું એજ, દુ:ખ ઓછું રાખવાનો માર્ગ છે.

*
* *

હૈયાંનાં કપટ અને દુષ્ટપણાં કરતાં ગેરસમજુતી અને બેદરકારી દુનિઆમાં ઉઠતા બખેડાઓનાં મોટાં કારણો હોય છે.

*
* *

માણસો એક બીજા પ્રત્યે કેટલાં બેદરકાર હોય છે; જે પ્યાર, દિલસોજી અને આનંદ બીજા માટે મારાં હ્રદયમાં ન હોય તે બીજો કેમ મારી તરફ ધરાવી શકે? અને જે મારી તરફ દેંડોગાર અને મિત્રાચારીની કશી લાગણી વગરનો હોય તેને મારાં હ્રદયમાંની સઘળી ખુશાલી અને સુખ વડે હું કેવી રીતે ખુશ કે સુખી કરી શકું?

*
* *

ઇનસાનની શક્તિ હદવાળી છે. ખુશાલી, દલગીરી કે દુ:ખ ચોકસ હદ સુધી ખમી શકે છે તે ઉપરાંત થઇ ગયું તો ફસલાઇ પડે છે.

---

## Tasso (Goethe).

### એક ઉમદા માણસ.

એક ઉમદા માણસજ બીજાં ઉમદા માણસોને પોતા તરફ ખેંચી રાખે.

*
* *

## આત્માનાં ઉમદાપણાંની ખીલવણી.

એક આત્માનું ઉમદાપણું કોઇ પ્રકારનાં એકલપેટાપણાં, સાંકડાં દેશાભિમાન કે પક્ષપાતથી ખીલતું નથી. આખી દુનિઆને પોતાનો દેશ માની લઇનેજ તે ખીલવી શકાય. ઠપકો અને શાબાશી વચ્ચે ધીરજથી કામ લય, પોતાનો અને બીજાઓનો ઘટતો તોલ કરતો રહે, એકાંતમાં મનમાં મલકાયા ન કરતાં પોતાની શકિતઓને કસતો રહે તોજ પોતાને ઓળખે અને પૂરો માનવી બને.

*
* *

## પ્યાર.

જે ઘણી જેહમતથી ન મેળવી શકાય તે, પ્યારથી એક પળમાં મળી શકે.

*
* *

## હિચકારો.

હિચકારો માણસ સલાંમતીની જગ્યામાં ભરાઇ બેસી ધમકી પર ધમકી આપે છે.

*
* *

## Tasso (Goethe).

## ઇશ્વર આપણી છાતીમાં છે.

અફસોસ! આપણાં હૃદયના અવાજ અને પવિત્રાઇ તરફનાં ખેંચાંણને આપણે તાબે થતાં નથી. આપણી છાતીમાં એક મુગો અવાજ જે દેવતાઇ અવાજ છે તે શું શોધવું અને શાથી દૂર રહેવું તે કહે છે.

*
* *

## ખુબસુરત વસ્તુનો ભય.

બળતું ચુલામાં હોય કે મસાલમાં હોય ત્યાં સુધી કેવું સુંદર અને ઉત્કૃષ્ટ લાગે છે, અને ઉપયોગી થઇ પડે છે. કોણને તે વગર ચાલી શકે? પણ જો કોઇ બેદરકારીથી આજુબાજુ ફેલાઇ જાય તો આપણને કેટલાં કંગાલ બનાવે?

***

## મનની ઉદાસી.

મનની ઉદાસી અને બિમારી કોઇ દિલસોજ માણસ આગળ જાહેર કરવાથી રાહત મળે છે.

***

## પોતાપર કાબુ રાખ.

જેણે કેળવણી લીધી હોય, અને જે દરેક વિદ્યા જાણતો હોય, તે પોતાના જુસ્સાઓપર કાબુ રાખવાને બમણો બંધાયલો છે.

***

## Tasso (Goethe).

### આ જીંદગીનું સુખ ક્ષણભંગુર છે.

આપણે ચાલુ સુખમાં રહી શકતાં નથી. આપણે સુખ ભોગવવા માંડવાની તૈયારી કર્યે છીએ કે આપણી બહાદુરીની કસોટી કરવાને કોઇ શત્રુ ઉભો થાય છે, કે આપણી સબુરીની કસોટી કરવાને કોઇ કંટાળા ભરેલો દોસ્ત આવી પુગે છે.

***

## તંદુરસ્ત શરિરમાં તંદુરસ્ત મન.

અનિયમીત અને મીતાહારપણાંથી વેગળી જીંદગી મનને ખ્યાલી બનાવે છે અને ધોળે દિવસે સ્વપ્નાઓથી ભરી મૂકે છે.

* * *

## સર્વને જુદી જુદી શકિતની બક્ષીસ.

સર્વને શકિતની બક્ષીસ કુદરત તરફથી જુદી જુદી રીતે મળેલી છે. તેમની શકિત લાયકનુંજ કાંમ સોંપી તેમની નોકરીનો લાભ મેળવ.

* * *

## જીંદગીની જેહમતો શિક્ષણ આપે છે.

જીંદગીની જેહમતો જીંદગીના આશીર્વાદો ભોગવતાં શીખવે છે.

## ભલી ઇચ્છા અને ફત્તેહમંદ લોભ.

( Success is the Measure of merit. )

ગમે એવી ભલી ઇચ્છા છતાં ભલાં કાર્યો નીપજે નહી; કોઇ લોભી જુસ્સો ધરાવનાર પોતાની નેમોમાં ફાવી જાય અને ફત્તેહનું તાજ મેળવે જ્યારે ઘણીવાર તેથી વધારે લાયક, તાજ વગરજ રહે.—એવા ઘણા હાર તોડા અને તાબડા બેદરકારપણે અને કશી લાગણી વગર, જીંદગીને આળસાઇથી ફરવાહરવાની માત્ર જગ્યા બનાવનારાઓને પણ મળ્યા છે.

* * *

બુદ્ધિ એકાંતમાં ખીલવી શકાય છે, પણ ચરિત્ર દુનિઆંની નિશાળમાંજ ઘડાય છે.

* * *

એક ભલો માણુસ, જે જમીનપર ચાલે તેને પવિત્ર બનાવે છે. જમાનાઓ ગુજરી જવા પછી તેની દૂરની પેહડીઓ તેના વિચારો અને કાર્યોના પડઘા સાંભળતી રહેશે.

***

## Tasso (Goethe).

### કુદરતનું અથવા આત્મિક ઉમરાવપદ.

કુદરતનો ઉમરાવ (Nature's nobleman) પૃથ્વિના મોટા માણુસોની સંઘમાં એક ખરેખર ઘટતો દરજ્જો ધરાવે છે.

આપણે, રાજાઓ અને શાહજાદાઓ નજદીક આપણા બાપદાદાથી પેહડીએ ઉતરેલા ખેતાબોની રૂહે જગ્યા લઇએ, પણ એવા ખેતાબો બાપદાદાથી ઉતરે છે, જ્યારે બુદ્ધિબળ અને ઉંચા માણુસીક ગુણો અને પરોપકારીપણું જે થોડાઓનેજ કુદરતે બક્ષેલું હોય છે તેની રૂહે એક ઉંચાં ઉમરાવપદના સભાસદ બની શકયે, પછી ગમે તો સાંકડાં અલ્પ મતિનાં માણુસો ભલે અદેખાં અને શરમીંદાં થતાં રહે.

---

## Iphegenea (Goethe).

### દુષ્ટો તરફ ભલાઇ.

દુષ્ટ તરફ ભલાઇ કીધેલી વ્યર્થ અને શ્રાપ ભરેલી છે.

***

### આપણે માટે શું સારૂં તે ખોદાજ જાણે.

આપણું ભવિષ્ય પદડા પાછલ ઢંકાયલું હોવાથી આપણો લાભ શામાં છે તે ખુદાજ જાણે. આપણી અરજ મુજબ બક્ષવું કે નહીં તે ખુદા પોતાનાં સર્વજ્ઞપણાંથી જાણે છે.

***

## જુઠ.

જુઠ કમબખ્તી આણે છે. સાચા શબ્દો માફક તે છાતી-નો ગુંગલાટ મટાડી શકતું નથી. તે કાંઇ શાંતિ ન આપતાં જુઠ બોલનારને દુઃખી કરી, છોડેલો તીર તીરંદાજનેજ જખમી કરે તેમ તેનાં અંતઃકરણને જખમી કરે છે.

*
* *

## ખામી અને તકસીર વગરનું કોઇ નથી.

માણસ એવી રીતે ઘડાયલો છે, અને બીજાંઓ સાથ એવા સંબંધોથી જોડાયલો છે કે તે પોતાની જીંદગીમાં પૂરો પવિત્ર રહી શકે નહીં કે ગુચવાડાઓ ભરેલી ભુલભુલામરીમાં સપડાય નહીં; પળેપળ આપણો ન્યાય કરી આપણી તકસીરો માટે દુઃખી થયા કરવા કોઇ આપણને કહેતું નથી; બને એટલી સંભાળથી સીધા માર્ગે ચાલ્યા જવું એટલીજ આપણી ફરજ છે. પોતાથી જે કાંઇ બન્યું હોય અથવા જે હાલ બનતું હોય તેનું પૂરેપૂરૂં ખરૂં તોલ પોતેજ કરી શકતો નથી.

*
* *

## Iphegenea (Goethe).

## લાયક બાપદાદાનો લાયક વંશજો બન.

સુખી તે જે વાજબી મગરૂરી સાથે પોતાના બાપદાદા-ની મોટાઇ અને લાયક કામો વિષે આનંદથી કોઇ આગળ વાત કરી શકે, અને એક લાયક ઉમદા પેહડીની સાંકળની એક લાયક કળી પોતાને જોઇ શકે! જે ખાનદાનમાં દેવતા-રૂપ મનુષ્યો થઇ ગયલા તેમાં રાક્ષસ અવતરે નહીં.

*
* *

## પ્યાર અને હિંમત.

પ્યાર અને હિંમત આત્માની બે પાંખો છે જે વડે તે આકાશી કાર્યો તરફ ઉંચો ઉડી શકે છે.

***

## કાયદા અને હાજત.

કાયદા બળવાન છે પણ હાજત અને જરૂરીઆત વધારે બળવાન છે.

***

## નિરૂપયોગ જીંદગી.

નિરૂપયોગી જીંદગી માત્ર જલદી આવી પુગેલાં મોત સમાન છે.

***

## એક સુલેહભરેલું સુખી ઘર.

રાજા કે ફકીર ઘરમાં કજીઆ કંકાસ વગર સુલેહથી રહી શકે તે ઘણોજ સુખી.

---

## Schiller.

જેઓ જીંદગીભર એકબીજા સાથ બંધાવા માંગતાં હોય તેઓએ ધિરજથી વિચાર કરવો અને તપાસી જોવું કે તેઓનાં હૃદય એક બીજા તરફ પ્રિતથી ખેંચાઇ ખુશ થાય છે કે નહીં. નહીં તો જીંદગીભર પસ્તાવો માત્ર તેઓ વરે છે.

***

માણસ, અગ્નિને સંભાળથી કાબુમાં રાખી અજાયબી ભરેલાં કામો તે કને કરાવે છે.

***

સિંહને ઉંઘમાંથી જગાડવું જોખમ ભરેલું છે. વાઘના પંજાઓ ભય ભરેલા છે, પણ કોઇ પ્રકારના જુસ્સા કે લોભથી દીવાનો બનેલો માણસ સર્વથી વધારે જોખમ ભરેલો છે.

***

સારા શહેરીનું ઘરેણું અને શોભા ઉપ્યોગી કામકાજથી છે, જીંદગીની મહેનત અને જંજાળનો બદલો બીજાંઓને આશીર્વાદ રૂપ થઇ મેળવી લઇએ. રાજાનું માન તેના ઉંચા દરજ્જાને લીધે હોય, પણ આપણું ખરૂં માન અને કીર્તિ આપણા હાથોથી કરેલી મહેનતમાં છે.

***

ઉદાસ વિચારો દૂર રાખવાને આપણને ગાયણ આપવામાં આવ્યું છે. જે, મનુષ્યને આકાશી હદો તરફ ચઢાવી તેનાં મટોડીનાં બનેલાં શરિરમાં આત્માને જાગૃત કરે છે અને દેવતાઓ જોડે ઐકયતા કરાવે છે. એ વેળાએ પૃથ્વિને લગતું કાંઇપણ મેલું કે ગંદું તેથી દૂર થઈ જાય છે. સઘળા હલકા જુસ્સાઓ શાંત બને છે. તકદીરનાં તીરો તેનાં માથાંપરથી તેને કાંઇપણ નુકસાન કર્યા વગર પસાર થઇ જાય છે; જ્યારે ગાયણ પોતાની જાદુઇ અસર ચલાવવા માંડે છે ત્યારે કમબખ્તિનાં કપાળ પરની એકે એક કરચળી નીકળી જાય છે.

***

સુખી બાળક! ઝોળી, તારે માટે વિશાળ જગ્યા છે; ઉમ્મરે પુગેલું માણસ બન્યું કે એક અનંત દુનિઆ ઘણીજ સાંકડી લાગે છે.

***

## Schiller.

### ખુશાલી.

ખુશાલી અનંત કુદરતને ટેકવી રાખનારી કમાન છે, તે સૃષ્ટિનાં ઘડીઆળનાં પઇડાં ફરતાં રાખે છે; ખુશાલીથી ઝીણી કળી ખીલી સુંદર ફુલ બને છે, ખુશાલીથી ગગનમાં સૂર્યો પ્રકાશી નીકળે છે, ખુશાલીથીજ દૂરમાં દૂર છેટે, ખગોળશાસ્ત્રીનાં દૂરબીનથી પણ જોવાઇ ન શકે એટલા દૂર તારાઓ કિર્તન કરે છે.

***

જવાનીનો બહાર (બાગ) જીંદગીમાં એકજ વાર ખીલે છે, ફરીથી ખીલતો નથી.

***

અરસપરસ મહોબત રાખનારાં જોડાં માટે નાનામાં નાનું ઝુપડું પૂરતું મોટું છે.

***

નદીના કિનારાપર બેસી એક જવાંન ફુલનો હાર બનાવતો હતો, જે હાર પાણીમાં પડી તણાઇ ગયો; પાણીના રોહ માફક ઉમ્મર ચાલતીજ રહે છે, અને ફુલ કરમાઇ જાય તેમ જવાંની જતી રહે છે.

---

## Wallenstein (Schiller).

### માણસ એક નકળ કરનારૂં પ્રાણી છે.

માણસ બીજાંઓની નકળ કરી ચાલે છે; જે કોઇ આગળ આગળ જાય તેની પૂઠે ગમાર આમ વર્ગનું ધાડું દોડતું રહે છે.

***

સુખી માણસો ગમે તો પોતાનું સુખ કોઇને ન જાણવા દેતાં પડદા પાછળજ ભોગવે, પણ કંગાલ્યત, જરાક પણ આશા વગરની કંગાલ્યત કોઇ પડદા પાછળ ન ઢંકાતાં ધોળે દિવસે હજારો સૂર્યોના પ્રકાશમાં પોતાને કોઇ જોય કે ન જોય તેની પરવા રાખતી નથી.

***

કમનસીબી આવી પુગી આપણી નજર આગળ ઉભી હોય તે ખમવી સહેલ છે, ભવિષ્યમાં આવનારી છે એમ દૂરથીજ જોઇએ ત્યારે ભયભરેલી મોટી લાગે છે.

***

## ગરીબાઇનું સુખ.

ગરીબ માછી પોતાનું નાનું હોડકું બંદરમાં સલાંમત જોય ત્યારે ખજાનો લાધેલું મોટું વહાણ ભર દરીએ તોફાંન-માં સપડાયલું જોઇ ગરીબાઇ વચ્ચે પણ કેટલી સલાંમતી છે તે જુએ છે.

***

## Wallenstein (Schiller).

## કુદરતનું સમતોળપણું.

કમનસીબો માટે આશા મોકલવામાં આવે છે, ત્યારે નસીબદારોને માથે બીક લટકયા કરે છે કે રખે તેમનું સારૂં નસીબ ગુમ થઇ જાય; નસીબદેવીનાં ત્રાજુનાં પલ્લાં ચઢ ઉતર થયાજ કરે છે.

## Hagedorn.

બુલબુલનું આનંદી ગાયણુ વર્ષની આનંદી રૂતુનાં આગમનની ખબર આપે છે.

હવે લાર્ક પક્ષિ આકાશ તરફ ઉંચે ઉડતું ગાય છે; હવે ભટકતું સ્ટોર્ક પક્ષિ પોતાની પાંખો આનંદથી ફફડાવે છે; હવેજ સ્ટાર્લીંગ પક્ષિ આનંદી શોર કરતાં આવી પુગ્યાં છે.

ભરવાડો અને મેંઢાંઓ કેવાં આનંદમાં છે! પૃથ્વિએ સુંદર સંગાર સજ્યો છે! કબુતરનાં પ્યાર કરતાં જોડાં એક-બીજાંને બમણી ચુમીઓ લે છે; દેક પક્ષિઓ નદી તરફ લટાર મારે છે; ચકલીઓ ખેતરોમાં ખુશાલ ચીંચી કરી રહી છે.

## ગામડાંની જીંદગીનું સુખ અને મજાહ.

ગામડાંમાં રહેનાર દર વર્ષ નવી નવી વનસ્પતિ અને ફુલોના પાકના નવા નવા ખજાના જોતાં રહે છે. છુટાપણાં-ની લાગણી અને ગામડાંની શાંતિભરેલી ખુશાલ જીંદગીથી તેના ચહેરાપર શાંતિભરેલી ખુશાલી ખીલેલી દેખાય છે.

શહેરમાં રહેનારને ગુલાંમી ઝુસરીમાં ઘસડનાર નિંદા, મગરૂરી, જંજાળ, ગામડીઆની સુખી સહવારને ઉદાસીભરેલી કરતાં નથી અને અંધારી રાત તેને માટે બોજાસમાન નથી.

---

## Heine

માહરૂં દિલ દરીઆ જેવું છે,
તેમાં તોફાન અને ભરતી તેમજ ઓટ થાય છે
અને તેનાં ઉંડાંણુમાં ઘણાં સુંદર મોતીઓ છે.

મારૂં દિલ સૂર્ય જેવું છે,
ભભુકદાર બળતાં માફક તે, આંખને ઝળઝળાવે છે,
પ્યારના દરીઆમાં જ્યારે તે આથમે છે
ત્યારે આથમતા સૂર્ય માફક મોટું અને સુંદર દેખાય છે.

દરીઆમાં મોતી છે,
આકાશમાં તારા છે,
પણ મારૂં દિલ, મારૂં દિલ, મારૂં દિલ, તેમાં તો પ્યાર છે.

દરીઓ અને આકાશ બહોળાં છે
પણ વધારે બહોળું મારૂં દિલ છે,
અને મોતી અને તારા કરતાં
વધારે સુંદર અને ઝળકતો મારો પ્યાર છે.

---

## Schefer.

## પવિત્ર જીંદગી ગુજાર.

કમળ ફુલ એકાંત નિર્દોષતામાં કે કબુતર ઝાડની ડાંખલીઓપર ગુજારે છે તેવી નિર્દોષ, પવિત્ર જીંદગી, ખુદાની સુંદર સૃષ્ટિમાં ગુજાર કે મુસાફર સાંજના સુંદર સેતારાને ખુશ થઇ જોય છે તેમ સૃષ્ટિનો પિતા તને જોઇ ખુશ થાય અને તેને તું વહાલો લાગે; સૂર્ય તને પીગળાવી નાંખે તો તું એક ઝળકતાં મોતી જેવો દેખાય—તારા વિચારો ગુલાબના પમરાટ જેવા સુગંધી લાગે, તારો પ્યાર સૂર્યનાં ચળકતાં કિરણરૂપ બને, અને તારી જીંદગી, સાંજે ભરવાડ વાંસળી વજાડે છે તેવી મધુર લાગે.

***

## તારાં કાર્યોની નોંધ સદાકાળ રહેશે.

હમેશગીની નોંધપોથીમાં તારાં કાર્યો નોંધાઇ રહેશે; ભલાં કામોનો અવાજ ઘંટના અવાજ જેવો આકાશપર પોંહચશે બલ્કે તેઓ તારે માટે એક દીપકતી આરસી બનશે જેમાં તું ખુશ થતો પોતાને જોતો રહે.

---

## Klopstock.

### જીંદગીની ટુંક જાત્રામાં આવેલા મિત્ર આત્માઓ.

આ પૃથ્વિપર આવેલા જાત્રાલુઓ પોતાને ઘર આકાશ તરફ પાછા ફરતાં, એકબીજાના જેવાજ હોવા છતાં અને એકબીજાને પસંદ પડે તેવા છતાં, એકબીજાની નજદીક હોવા છતાં અરસપરસ ભેટયા વિનાજ આકાશ તરફ પહોંચી આખરે એકબીજાને હર્ષભર સલામ કરી ભેટે છે અને અજબ થાય છે કે પૃથ્વિપર કેમ તેઓ એકબીજાને મળી શકયા હતા નહીં.

***

### મનુષ્ય અવાજ સઘળાં વાજીંત્ર કરતાં પ્રબળ.

મનુષ્ય ગળાંરૂપ વાંસળીમાંથી નીકળતો અવાજ વાજીંત્રની દોરી કે ત્રાંબાનાં બનાવેલાં પરઘમમાંથી નીકળતા અવાજ કરતાં, આત્માપર ઘણીજ પ્રબળ અસર કરે છે.

***

### ગરીબોની ખુબીની પૈસાવાળાઓની ઠાઠમાઠભરેલી ખુબી સાથ સરખામણી.

જંગલમાં ગાજી રહેલું તોફાંન નાના બાળકના રડવાના અવાજને દાબી નાંખે તેમ તવંગરોની ડોળદમામભરેલી ખુબીઓ આગળ ગરીબોની ખુબીઓ ઝાંખી લાગે છે.

---

## Lessing.

હું સુખી અને આનંદી છું! પોતાની પેદાયશને સુખી જોવા કરતાં પેદા કરનારને બીજું શું વધારે ખુશ કરી શકે!

***

### ખરી ખુબસુરતીને સીંગારની જરૂર નથી.

જ્યારે આપણે ખરેખર ખુબસુરત હોઇએ ત્યારે કશા પણ સીંગાર વિના સાદાપણાંમાંજ સર્વથી વધારે ખુબસુરત દેખાઇએ.

***

### સેતાનને તારો એક વાળ પણ પકડવા દઇશ નહીં.

તારો એકજ વાળ સેતાને પકડી લીધો તો સઘળા વખત માટે તે તને પોતાનોજ કરી મૂકશે.

***

### ભલાં માણસો.

સઘળા દેશોમાંથી ભલાં માણસો મળી આવે છે.

---

## Wieland.

### ડાહ્યાઓ અને મૂર્ખો.

ડાહ્યાઓ વખત જતાં વધારે ડાહ્યા બને છે, અને મૂર્ખો વધારે મૂર્ખ બને છે.

***

### નિરાશ કદી થા ના.

અંધારીમાં અંધારી રાતે આશાનું છેલ્લું કિરણ ગુમ થયલું જોઇને પણ નિરાશ થશો નહીં.

***

## અનુભવ એકલો મનુષ્ય જ્ઞાનનો માર્ગ.

વિદ્વતા માટે ગમે એટલો બકબકારો અને ફફાંસ મારવા-માં આવે પણ અનુભવજ માણસનો ખરો શિક્ષક છે.

***

## આશા.

આશા કદી છોડ ના. તેના માત્ર સ્વપ્ના પણ લોહીને રાતું બનાવે છે.

***

## પ્યારની પ્રબળતા.

રાતનો અંધકાર પ્યારની આંખો માટે મીઠયા છે. પ્યાર-ની આંખોમાંથી આકાશી રોશની નીકળે છે જેથી એકબીજા-નો આત્મા આરસીમાં દેખાતો હોય તેમ જણાય છે. પ્યારથી જોડાયલાંઓ માટે રાત જેવું કાંઇજ નથી. સ્વર્ગ તેમની અંદર અને આજુબાજુ હોય છે. તેમની પોતાની અંદરથી નીકળતી રોશની નવી નવી અને ઉંચ લાગણીઓ પેદા કરતી રહે છે. ઓ પ્રિત ! માણસનાં સઘળાં દુઃખો માટે અકસીર, બીજું કયું સુખ અને આનંદ તારી સાથ સરખાવી શકાય ?

***

## ઘટતી મહેનત.

ઘટતાં કામકાજમાં મન રોકવાથી તંદરોસ્તી અને શાંતિ જળવાય છે. આળસાઇ અને ખાલી પડેલું મન પાપ તરફ ઘસડે છે.



## Tieck.

### શત્રુપર અંધ વિશ્વાસ રાખવો નહીં.

શત્રુપર અંધ વિશ્વાસ રાખવો તે ઝહેરી સાંપ સાથ રમત કરવા બરોબર છે.

***

### ઉમદા મનુષ્ય.

એક ઉમદા મનુષ્ય ઇશ્વરની પ્રતિમા છે.

***

### તક ખોહવી તે ભવ ખોહવા બરોબર.

એકજ પળ ચુક્યા તે મહિનાઓ અને વર્ષો ચુકવા જેવું ઘણીવાર થાય છે.

---

## Herder.

એક ઉમદા મનુષ્યને શોધી કાઢવો એ મોટો લાભ છે. તેને જાળવી રાખવો વધારે મોટો લાભ છે. પણ અધમ સ્થિતિમાં ગબડી પડેલાને બચાવી લેવો સર્વથી વધુ મુશ્કેલ અને સર્વથી વધુ ઉમદા કામ છે.

***

### પ્યારનો બદલો પ્યાર.

તુચ્છકાર અને સખતાઇથી બીજાનું દિલ આપણા હાથમાંથી જાય છે અને અરસપરસનો વિશ્વાસ ગુમ થઇ તે આપણી સામે ખુલ્લું મન રાખતો નથી. લાંબો વખત કોઇ વિરોધી થઇ રહ્યો હોય તેને એક બે માયાળુ શબ્દોથી પોતાનો કરી લેવાય છે.

---

## Von Hofmannswaldau.

આ દુનિઆ શું છે? ફુકરાજીનો નાટક દેખાડનારી નાટકશાળા.

આજ મોટી લડાઇ જીતનારા પહેલવાનો આવતી કાળે ભાગ્યેજ પડછાયા સમાન દેખાય છે.

લોખંડી બેડીઓ, હાથ પગ જીકડનારી સાંકળો, તખતો, તાજો, ફ્તેહો સઘળાં જોડેજોડ મૂકાયલાં છે.

---

## Holty.

### આજજ સુખી થા.

સઘળું દુ:ખ ભુલી જઇ, તારા માર્ગમાં ગુલાબો બીછાવ! એક બહુ ટુંકી જીંદગી આપણુને મળેલી છે.

ખીલતી જવાંનીમાં આજ નાચતો કુદતો છોકરો, આવતી કાળે મૂદ્દું થઇ પડે અને તેની ઘોરપર ફુલનો હાર દેખાય.

સહવારે ખુશખુશ્યાલ પરણુવા ગયલી કન્યા સાંજ પડવા અગાઉ કરકટીપર સુતેલી દેખાય.

ત્યારે સઘળી ચિંતા અને જંજાળને પવનના હાથમાં સોંપી દેઇ લીમડાના ઝાડોની ગટામાં બેસી દારૂની જામ ઉઠાવ.

---

### સુંદર વસંત રૂતુ લુચ્ચા માટે નથી.

આબાદ થયલાં ધાન્યનાં ખેતરો તેને ખુશ કરી શકતાં નથી. તે જૂઠ અને ઠગાઇને ચાહનારો છે અને સોનાં સિવાય બીજા કશાંની દરકાર તેને નથી; જંગલમાં વાતો પવન, ઝાડપર ફીલતાં પાંદડાં, તેનાં હ્રદયને અકળાવે છે; મરી જવા પછી પણુ તેને માટે શાંતિ જેવું કાંઇજ નથી.

***

## ગામડાંની જીંદગી.

શહેરમાંથી સટકી ગયલો માણુસ ખરો સુખી છે! ઝાડો-પર હાલતાં પાંદડાંનો નરમ અવાજ, વહેતા ઝહરાઓનું માર્મિક ગાયણુ, રોશનીમાં ઝળકી રહેલો પથ્થર સર્વ તેને માટે નીતિ અને ડહાપણુની વાઅજરૂપ છે.

છાંયડો આપનાર ઝાડોના માંડવા તેને માટે દેવળ છે જ્યાં હાલી રહેલાં પાંદડાંઓ મારફત ખુદા તેની વધારે નજ-દીક આવે છે; લીલાં ઘાસપર ઘુંટણુ મંડી સૃષ્ટિના સાહેબ આગળ ભક્તિમાં લીન થઇ રહ્યો છે.

***

## વખત.

વખતને વહી જતાં કોણુ અટકાવી શકે? ખુદાના છોડેલા તીરો માફક તે પસાર થઇ જાય છે! દરેક પળ આપણુને મોતની નજદીક લઇ જાય છે! તું મુઓ કે તારે માટે વસંત રૂતુનો બહાર ખીલવાનો નથી, શરાબનાં પ્યાલાંઓનો ખણુખણાત, માહતાબ જેવી માશુકોનો હસ્તો ચેહરો કે દોસ્તોના દિલસોજ ટાહુકાઓ તારે માટે નથી!

હજી મોતે પોતાની પાંખો ફફડાવી નથી, તેટલાં વરસાદ અને રોશની માફક ખુદાએ તારે માટે વેરી નાંખેલી મજાહો ભોગવી લે.

***

## પ્યાર.

પ્યાર ઝુપડાંને મહેલ બનાવે છે. જંગલની વચ્ચે નાચ-કુદ અને રંગરાગ કરી મુકાવે છે. ખુદાનો ઝાંખો ખ્યાલ મનમાં લાવવા માંડે છે, અને સ્વર્ગનો કાંઇક સ્વાદ ચખાડે છે.

***

## ખુદાની બનાવેલી સુંદર પૃથ્વિ.

અરે ઇશ્વરની આ સુંદર પૃથ્વિમાં કેટલું બધું આનંદ આપનારૂં છે. હું તો મરી જઇ રાખ બનીશ ત્યાં સુધી તેમાં આનંદ લેતો રહીશ.

***

## સચ્ચાઇ અને પ્રમાણિકપણું.

મરે ત્યાં સુધી સચ્ચાઇ અને પ્રમાણિકપણાંને વળગી રહે, ખુદાની રાહથી એક તસુ પણ વેગળો જઇશ નહીં ! એટલે જીંદગીની જાત્રા લીલોતરીવાળાં મેદાનમાં લેહર કરતો પૂરી કરશે. ત્યારેજ મોત સાંમે જરા પણ બીહક વગર તું જોઇ શકશે.

જીંદગીનાં કામકાજ અને મહેનત તારે માટે આસાન બનશે, અને કુજામાંથી પાણી પીઇ એટલો આનંદ મેળવશે અને ગીતો લલકારશે કે જાણે દારૂ પીધો હોય. લુચ્ચાને માટે સઘળુ અતિ જેહમત ભરેલું બનતું રહે છે. ગમે એટલા ફાંફાં મારે પણ સેતાન એક ઘડી તેને જંપીને બેસવા દેતો નથી.





આ પુસ્તક દીનશાહ શાપુરજી મસાનીએ મુંબઇના કોટમાં
નં० ૧૯, બેંક સ્ટ્રીટ, ક્રોસ લેન ખાતે ધી ફશો–ગર્દ
પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું છે, અને ડૉકટર ડોસાભાઇ
રૂસ્તમજી ધાભર, એલ. આર. સી. પી., એલ. આર.
સી. એસ., વગેરેએ નં० ૩૭૫, ગીરગામ રોડ,
મુંબઇમાં પ્રગટ કર્યું છે.

